(દેવકોર ગૃહપાઠ્ય પુસ્તકાવળી.)

ખંડ ૧૬ મો.

# રાજર્ષિ ગોવિંદ માણિક્ય.

રવીન્દ્રનાથ ઠાકુરકૃત મૂળ બંગાળી
"રાજર્ષિ" નું ગુજરાતી ભાષાન્તર

કરનાર
નારાયણ હેમચંદ્ર.

મુંબઇ;
"સાક્ષર સહાયક-પ્રજા પ્રબોધક" પ્રીન્ટિંગ પ્રેસ—મુંબઇ.



કિમ્મત ૧૨ આના.

## આ ગ્રંથકારનાં દેવકોર ગૃહપાઠ્ય પુસ્તકાવળીમાંનાં પુસ્તકો.

| | |
|---|---|
| ૧ સ્ત્રી જાતિની સત્કીર્ત્તિ... ... ... ... ... | ૦-૩-૦ |
| ૨ મા અને છોકરાં (બીજી આવૃત્તિ)... ... ... ... | ૦-૪-૦ |
| ૩ સીતા વનવાસ (બીજી આવૃત્તિ) ... ... ... ... | ૦-૪-૦ |
| ૪ પ્રખ્યાત સ્ત્રીઓનાં ગુણ કીર્ત્તન ... ... ... ... | ૦-૪-૦ |
| ૫ માતુ કર્ત્તવ્ય... ... ... ... ... ... ... | ૦-૪-૦ |
| ૬ જનહિતકારિણી સ્ત્રીઓ ... ... ... ... ... | ૦-૪-૦ |
| ૭ કેવી રીતે બાળકને સદ્ગુણનું તથા મનનું શિક્ષણ આપવું | ૦-૪-૦ |
| ૮ સીતા ચરિત્ર ... ... ... ... ... ... ... | ૦-૪-૦ |
| ૯ સદ્વર્તનશાળિ સ્ત્રીઓ . ... ... ... ... ... | ૦-૪-૦ |
| ૧૦ વૈદ્યકન્યા (નવલ કથા) ... ... ... ... ... | ૦-૬-૦ |
| ૧૧ શરત્ ચંદ્ર (નવલ કથા) ... ... ... ... ... | ૦-૮-૦ |
| ૧૨ સતી સ્ત્રીઓ... ... ... ... ... ... ... | ૦-૪-૦ |
| ૧૩ મા અને દીકરી (નવલ કથા) ... ... ... ... | ૦-૧૨-૦ |
| ૧૪ લક્ષ્મી (નવલ કથા)... ... ... ... ... ... | ૦-૧૨-૦ |
| ૧૫ શિવલાલ (નવલ કથા) ... ... ... ... ... | ૦-૧૨-૦ |
| ૧૬ રાજર્ષિ ગોવિંદ માણિક્ય (નવલ કથા)... ... ... | ૦-૧૨-૦ |
| ૧૭ મણિભાઈ (નવલ કથા) ... ... ... ... ... | ૦-૧૨-૦ |

## નવલકથાનાં પુસ્તકો. 21606

| | |
|---|---|
| કૃષ્ણલાલનું વિલ ... | ૦-૧૨-૦ |
| નંદકોર ... ... | ૦-૧૨-૦ |
| સ્નેહ કુટીર... ... | ૦-૧૨-૦ |
| નર્મદા ... ... ... | ૦-૧૨-૦ |
| નંદકોર અને કમળ... | ૧-૪-૦ |
| વિષ વૃક્ષ ... ... | ૦-૧૨-૦ |
| યોગજીવન ... ... | ૦-૧૨-૦ |
| જીવન સંધ્યા ... | ૧-[illegible]-૦ |
| ઉત્તમ રામ ચરિત્ર... | ૦-[illegible]-૦ |
| ઉભરાઇ જતો પ્રેમ... | [illegible]-૦ |
| માણેક ... ... | ૦-૧૨-૦ |
| પ્રેમ કથા ... ... | ૦-૧૨-૦ |
| કમળ... ... ... | ૦-૧૨-૦ |
| હીરાકંઠી ... ... | ૦-૧૨-૦ |
| સ્નેહ મંદિર ... ... | ૪-૦-૦ |
| પ્રેમ તરંગ ... | ૧-૮-૦ |
| જીવન પ્રભાત ... | ૧-૦-૦ |
| હૃદય વિકાશ... | ૦-૬-૦ |
| અશ્રુમતી નાટક ... | ૦-૮-૦ |
| ફુલની માળા... | ૦-૧૨-૦ |

બધાં મુખ્ય મુખ્ય પુસ્તકો વેચનારાઓને ત્યાંથી મળશે.

# રાજર્ષિ ગોવિંદ માણિક્ય.

## પ્રકરણ ૧ લું.

ભુવનેશ્વરી મંદિરના પથ્થરના ઘાટે ગોમતી નદીમાં પ્રવેશ કર્યો છે. ત્રિપુરાનો મહારાજા ગોવિંદ માણિક્ય એક દહાડો ઉનાળાની ઋતુના પ્રભાતમાં સ્નાન કરવા આવ્યો છે, તેની જોડે તેનો ભાઇ નક્ષત્રરાય પણ આવ્યો છે. એવી વખતે એક નાની છોકરી પોતાના નાના ભાઇને જોડે લઇને તે ઘાટપર આવી. તેણે રાજાનું ધોતિયું ખેંચીને પૂછ્યું, "તમે કોણ છો?"

રાજા જરા હસીને બોલ્યો, "મા, હું તમારો છોકરો છું!"

છોકરીએ કહ્યું, "મને પૂજાને માટે ફૂલ તોડી આપો!"

રાજાએ કહ્યું, "ઠીક ચાલો."

નોકર ચાકરો અસ્થિર થઇ ગયા. તેઓએ કહ્યું, "મહારાજ આપ શા માટે જાઓ છો, અમે તોડી આપીએ છીએ."

રાજાએ કહ્યું, "નહિ, મને જ્યારે કહ્યું છે ત્યારે હુંજ તોડી આપીશ."

રાજાએ તે છોકરીના મોં સામું જોયું. તે દિવસના વિમળ ઉષાની સાથે તેનું મુખ મળતું દિસતું હતું. રાજાનો હાથ ઝાલીને જ્યારે તે મંદિરમાંના ફૂલની વાડીમાં ફરતી હતી, ત્યારે ચારે તરફ સફેદ મોગરાના જેવું તેનુ ખીલતું મોંપરથી જાણે એક વિમળ સૌરભનો ભાવ નીકળીને પ્રભાતના બાગમાં પસરતો હતો, નાનો ભાઈ બહેનનું લૂગડું ઝાલીને બહેનની સાથે ફરતો હતો. તે કેવળ પોતાની બહેનનેજ ઓળખતો હતો, રાજાની ઉપર તેનો ઘણો ભાવ થયો નહિ.

રાજાએ છોકરીને પૂછ્યું "તારૂં નામ શું બહેન?"

છોકરી બોલી, "મારૂં નામ હાસી છે."

રાજાએ છોકરાને પૂછ્યું, "તારૂં નામ શું?" છોકરો મોટી મોટી આંખ કાઢીને બહેનના મોં સ[illegible] જોવા લાગ્યો, તેણે કંઇ પણ જવાબ દીધો નહિ

હાસીએ તેના શરીર ઉપર હાથ લગાડીને કહ્યું. "કહે ભાઇ, મારૂં નામ તાતા."

છોકરાએ પોતાના ઘણા નાના હોઠ જરા ઉઘાડીને ગંભીર ભાવથી બહેનના બોલવાનો પ્રતિધ્વનિ કરતો હોય તેમ કહ્યું, "મારું નામ તાતા" આવું કહીને બહેનનું લૂગડું જરા મજબૂત પકડયું.

હાસી રાજાને સમજાવીને બોલી, "એ નાનો છે તેથી એને બધા તાતા કહે છે." નાના ભાઈની તરફ મોં ફેરવીને બોલી, "ઠીક કહે જોઇએ મંદિર."

છોકરાએ બહેનની તરફ જોઇને કહ્યું, "લદંદ."

હાસી હસીને બોલી, "તાતા મંદિર કહી શકતો નથી, કહે છે લદંદ કહે જોઇએ કડાઇ."

છોકરો ગંભીર થઇને બોલ્યો, "બલાઇ."

હાસી ફરી હસીને બોલી, "તાતા, કડાઇ શબ્દ બરાબર બોલી શકતો નથી, કહે છે બલાઇ." આમ બોલીને તાતાને પકડીને ચુમીઓ લઇને અસ્થિર કર્યો.

તાતા એકદમ બહેનનું આટલું હસવાનું તથા આટલા આદરનું કંઇ કારણ સમજ્યા વિનાજ કેવળ મોટી આંખ કાઢીને જોવા લાગ્યો. વાસ્તવિક મંદિર અને કડાઇ શબ્દના ઉચ્ચારણ સંબંધમાં તાતામાં સંપૂર્ણ ખોટ હતી, એ કબૂલ કરી શકાતું નથી; તાતાની ઉમ્મરમાં હાસી મંદિરને કદી લદંદ કહેતી નહોતી, તે મંદિરને વાસુ કહેતી હતી. વળી તે કડાઇને બલાઇ કહેતી કે નહિ તે હું જાણતો નથી. પણ કઢીને ધધિ કહેતી હતી, તેથી તાતાના એવા વિચિત્ર ઉચ્ચારણ સાંભળીને તેને વધારે હસવું આવે, તેમાં આશ્ચર્ય શું? તાતાના સંબંધમાં નાના પ્રકારના બનાવ તે રાજાને કહેવા લાગી. એક વાર એક ડોસો કામળી વીંટાળીને આવતો હતો, તાતાએ તેને રીંછ કહ્યો હતો, આવી તાતાની મંદ બુદ્ધિ છે! વળી એક વાર તાતાએ ઝમરખના ફળોને પક્ષી ધારીને બે હાથથી તાલીઓ પાડીને તેઓને ઉરાડવાની કોશેશ કરી હતી. તાતા હાસીના કરતાં ઘણો નાનો હતો, એ વાતની બહેને ઉપરનાં ઉદાહરણ આપીને સંપૂર્ણ રીતે ખાતરી કરી. તાતા પોતાની બુદ્ધિ કેવી છે તે વિશેની

વાત પોતાની બેન કેહેતી હતી તે સંપૂર્ણ રીતે અવિચલિત ચિત્તથી સાંભળતો હતો, જેટલું તે સમજી શક્યો તે ઉપરથી તેને ખેદનું કારણ કંઇ જણાયું નહિ. આવી રીતે તે દહાડાના સવારમાં ફૂલ તોડવાનો અંત આવ્યો. નાની છોકરીનો ખોળો ભરીને જ્યારે રાજાએ ફૂલ આપ્યાં ત્યારે પોતે ધાર્યું, મ્હારી પૂજા પૂરી થઇ, આ બે સરળ સ્વભાવના સ્નેહનો દેખાવ જોઇને આ પવિત્ર હૃદયવાળો રાજા પોતાની આશા ફળીભૂત થયેલી સમજીને પોતે જે ફૂલ તોડીને આપ્યાં હતાં તેથીજ દેવપૂજાનું કામ પૂરૂં થયું એવું માનવા લાગ્યો.

---

## પ્રકરણ ૨ જું.

તેના બીજે દહાડેથી સૂર્ય ઉદય થયે ઉંઘમાંથી જાગતાં પણ રાજાનું પ્રભાત થતું નહોતું, નાના બે ભાઇ બહેનોનાં મુખ જુએ તોજ તેને મન પ્રભાત થતું હતું. દરરોજ તેઓને ફૂલ તોડીને આપ્યા પછી તે સ્નાન કરતો હતો, બે ભાઇ બહેન ઘાટ ઉપર બેસીને તેનું સ્નાન જોતાં હતાં. જે દહાડે સવારે આ બે છોકરો છોકરી આવતાં નહોતાં, તે દહાડે તેની સંધ્યા પૂજા સંપૂર્ણ થતી નહોતી.

હાસી અને તાતાંના માબાપમાંથી કોઇ નહોતું. કેવળ એક કાકો હતો. કાકાનું નામ કેદારેશ્વર હતું. આ બે છોકરાં તેના જીવનનું કેવળ સુખ અને અને ધન દૌલત હતાં.

એક વર્ષ ચાલ્યું ગયું. તાતા હમણાં મંદિર કહી શકતો હતો, પણ હજુ કહાઇ કહેતાં બલાઈ બોલતો હતો. વધારે વાત તે બોલતો નહોતો. ગોમતી નદીના કાંઠાપરના ચંપાના ઝાડની તળે પગ પસારીને તેની બહેન તેને જે કંઇ કહાણી કહી સંભળાવતી હતી તે પોતાની મોટી મોટી આંખો કાઢીને બોલ્યા ચાલ્યા વગર સાંભળતો હતો. તે કહાણીમાં કંઈ મોં માથું ઠેકાણું નહોતું, પરંતુ તે એ કહાણીઓથી શું સમજતો હતો, તે એ

જાણે! એ કહાણીઓ સાંભળીને તે ઝાડની નીચે, તે સૂર્યના પ્રકાશમાં, તે ખુલ્લી હવામાં આ એક નાના છોકરાના નાના હૃદયમાં કેટલી વાત, કેટલી છબી ઉત્પન્ન થતી હશે તે હું શી રીતે જાણું? તાતા બીજા કોઇ પણ છોકરાં જોડે રમતો નહોતો, કેવળ તેની બ્હેનની જોડે જોડે છાયા માફક ફરતો હતો.

અષાડ મહિનામાં એક દહાડે સવારથી આકાશમાં મેઘ છવાઈ રહેલો છે, હજી વરસાદ પડયો નથી, પરંતુ વાદળાં થવાનો આરંભ થતો જોવામાં આવે છે. છેટેના પ્રદેશમાં વરસાદના છાંટાં પડયાથી તાઢો પવન વાય છે. ગોમતી નદીના પાણીમાં અને ગોમતી નદીના બેઉ કિનારના જંગલમાં અંધકારવાળા આકાશની છાયા પડી છે. કાલે રાતે અમાસ હતી, કાલે ભુવનેશ્વરીની પૂજા થઇ ગઇ હતી.

રોજની વખતે હાસી અને તાતાનો હાથ ઝાલીને રાજા નહાવા આવ્યો છે. એક લોહીના સ્રોતની રેખા સફેદ પથ્થરના ઘાટના પગથિયા પરથી વહીને પાણી સુધી ગઇ છે. કાલે રાતે એકસોનેએક ભેંસનું બલિદાન આપ્યું હતું તેનુંજ આ લોહી છે. હાસીએ આ લોહીની રેખા જોઇને એકદમ સંકોચથી ખસીને રાજાને પૂછયું, "આ શેનો ડાઘ છે બાપા!" રાજાએ જવાબ આપ્યો, "લોહીનો ડાઘ છે બ્હેન?" તેણે કહ્યું, "આટલું લોહી શામાટે?" એવા એક પ્રકારના કાતર સ્વરથી છોકરીએ પૂછયું, "આટલું લોહી શામાટે?" રાજાના હૃદયમાં પણ ક્રમાગત આ પ્રશ્ન થવા લાગ્યો, "ખરેખર આટલું લોહી શામાટે! તે એકદમ ધ્રૂજી ઉઠયો. ઘણા વર્ષથી દર વર્ષે લોહીનો સ્રોત જોતો હતો, એક નાની છોકરીનો પ્રશ્ન સાંભળીને તેના મનમાં થવા લાગ્યું કે "આટલું લોહી શામાટે?" તે જવાબ આપવો ભૂલી ગયો. નાહાતો નાહાતો આ પ્રશ્નનો વિચાર કરવા લાગ્યો, મનમાં ને મનમાં બોલ્યો, "ગોમતી, તું દર વર્ષે સેંકડો અસહાય નિર્દોષી જીવનું લોહી વહન કરીને આવે છે, તારૂ પાણી આવું નિર્મળ શા માટે છે? હાસી પાણીથી પોતાના કપડાનો છેડો ભીંજવીને પગથિયાપર બેઠી અને ધીરે ધીરે લોહીની રેખા લુસવા લાગી, તેને જોઇને એ નાના હાથથી તાતા પણ તેમ કરવા લાગ્યો.

હાસીનું લૂગડું લોહીથી લાલ થઇ ગયું. જ્યારે રાજાનું નાહાવું પૂરૂં થયું ત્યારે ભાઇ બ્હેને મળીને લોહીનો ડાઘ ભૂસી નાખ્યો હતો.

તે દહાડે ઘેર પાછી ગયા પછી હાસીને તાવ આવ્યો. તાતા બેનની પાસે બેસીને; બે હાથે બે નાની આંગળીથી બ્હેનની મીચેલી આંખની પાપણ ઉઘાડવાવો યત્ન કરીને વખતો વખત બોલાવતો હતો, "બ્હેન !" બ્હેન તરત ચમકીને જરા જાગીને ઉઠતી હતી. "શું છે તાતા ?" આવું કહીને તાતાને પાસે ખેંચી લેતી હતી, વળી તેની આંખ મીચાઇ જતી હતી. તાતા ઘણીવાર સુધી મૂંગો મૂંગો બ્હેનની સામું જોઇ રહેતો હતો, કંઇ પણ બોલતો નહોતો. આખરે ઘણી વેળા થયા પછી ધીરે ધીરે બ્હેનનું ગળું પકડીને બ્હેનના મોંની પાસે મોં રાખીને આસ્તે આસ્તે બોલ્યો, "બ્હેન, તું શું ઉઠીશ!" હાસી ચમકીને જાગી અને તાતાને છાતીએ લગાડીને બોલી, "શા માટે નહિ ઉઠું ભાઇ ?" પણ બ્હેનને ઉઠવાની હવે શક્તિ નહોતી. તાતાનું નાનું હૃદય જાણે ઘણું અંધકારમય થઇ ગયું હોય તેમ થયું. તેની આખા દહાડાની રમત ગમત આનંદની આશા એકી વારે મ્લાન થઈ ગઇ. આકાશમાં ઘણું અંધારૂં છે, ઘરના છાપરા ઉપર લાગટ વરસાદનો અવાજ સંભળાય છે, આંગણાનાં આમલીનાં ઝાડ પાણીથી ભીંજાયાં છે, રસ્તામાં જતું આવતું કોઈ નથી. આ સમયે કેદારેશ્વર એક વૈદ્યને તેડી લાવ્યો. વૈદ્ય તેની નાડી જોઇને તેની અવસ્થા જોઇને સમજ્યો જે આ છોકરીને સારૂં થશે નહિ.

તેને બીજે દહાડે સ્નાન કરવાને આવતાં રાજાએ જોયું કે મંદિરમાં બે ભાઇબ્હેન તેની રાહ જોતાં બેઠાં નથી. તેણે ધાર્યું કે આ ભારે વરસાદથી તેઓ આવી શક્યાં નહિ હોય. સ્નાન તર્પણ પૂરૂં કરીને મ્યાનામાં ચઢીને રાજાએ ઉપાડનારને કેદારેશ્વરના ઘર ભણી લઈ જવાનો હુકમ આપ્યો. નોકરો આશ્ચર્ય પામ્યા; પરંતુ રાજાની આજ્ઞા થઇ એટલે કોઇ કંઇ કહી શકયા નહિ. રાજાની પાલખી કેદારેશ્વરના આગણામાં જઇ પહોચી તે વેળાએ તેની ઝુંપડીમાં ઘણી ગડબડ મચી રહી. તે ગડબડમાં સૌ રોગીના રોગની વાત ભૂલી ગયાં. કેવળ તાતા ડગ્યો નહિ, તે બેશુદ્ધ બ્હેનના ખો-

ળાની પાસે બેસીને બહેનના લૂગડાનો એક છેડો મોંમાં નાખીને મૂંગો જોતો રહેલો છે. રાજાને ઓરડામાં આવતા જોઇને તાતાએ પૂછ્યું, "શું થયું છે!" ઉદ્વિગ્ન હૃદયવાળા રાજાએ તેનો કંઇ જવાબ દીધો નહિ. તાતાએ ડોકું હલાવી હલાવીને ફરી પૂછ્યું, "બહેનને વાગ્યું છે?" કાકા કેદારેશ્વરે કંઇક ગુસ્સે થઇને જવાબ આપ્યો, "હા વાગ્યું છે." તરત તાતાએ બહેનની પાસે જઇને બહેનનું મુખ ઉંચુ કરવાની કોશેશ કરીને ગળુ પકડીને પૂછ્યું, "બહેન, તને ક્યાં વાગ્યું છે?" તેના મનનો અભિપ્રાય એવો છે કે તે જગા પર ફૂંક મારીને હાથ ફેરવીને બહેનની બધી વેદના દૂર કરૂં; પરંતુ જ્યારે બહેને કંઈ જવાબ દીધો નહિ, ત્યારે તેનાથી ધીરજ ખમાઈ નહિ. તાતા એ ગાલ વધારે ફૂલાવા લાગ્યો, પોતાનો અનાદર થયાથી રોઇ ઉઠયો. કાલનો હું બેઠો છું તોએ એક પણ બોલ શા માટે બોલતી નથી? મે શું કર્યું છે કે મારા ઉપર આટલો અનાદર રાખે છે! રાજાની સમક્ષ તાતાની આવી ગડબડ આવો વ્યવહાર જોઇને કેદારેશ્વર ઘણો અકળાયો. તે ગુસ્સે થઇને તાતાનો હાથ ઝાલીને તેને બીજા ઓરડામાં ખેંચી લઈ ગયો, તો પણ બહેન કંઇ બોલી નહિ!

રાજવૈદ્ય આવીને સંદેહ પ્રકાશ કરી ગયો. રાજા પોતે બાળિકાના ઓસીકાની પાસે બેસી રહ્યો. સાંઝે બાળિકા પ્રલાપ કરી બકવા લાગી. કહેવા લાગી, "ઓ મા રે, આટલું લોહી શામાટે?" રાજાએ કહ્યું, "બહેન, હું આ લોહીના સ્રોતને બંધ કરીશ." બાળિકા બોલી, "આવ ભાઇ તાતા, આપણે બે જણા આ લોહીને લોહી નાખીએ." સંધ્યાની પહેલાં હાસીએ એક વાર આંખ ઉઘાડી હતી. એક વાર ચોતરફ જોઇને કોઇને શોધતી હોય એમ જણાવવા લાગ્યું. તે વેળાએ તાતા બીજા ઓરડામાં રોતો રોતો સુઇ ગયો હતો. કોઇને નહિ જોતાં હાસીએ આંખ મીચી. આંખ પાછી ઉઘડી નહિ. રાતે રાજાના ખોળામાં હાસીનું મરણ નીપજ્યું.

જ્યારે હાસીને નિરંતરને માટે ઝુંપડીમાંથી લઇ ગયા, ત્યારે તાતા અજ્ઞાત સૂતો હતો. તે જો જાણવા પામત તો તે પણ બહેનની જોડે જોડે છાયાની માફક મશાણમાં ચાલ્યો જાત.

## પ્રકરણ ૩ જું.

—∝—

રાજાની સભા બેઠી છે. ભુવનેશ્વરી દેવીના મંદિરનો પુરોહિત કામને પ્રસંગે રાજાને મળવા આવ્યો છે.

પુરોહિતનું નામ રઘુપતિ છે. બંગાલના ત્રિપુરા દેશના માણસો પુરોહિતને ચોન્તાઇ કહે છે. ભુવનેશ્વરી દેવીની પૂજાને ચઉદ દિવસ વીત્યા પછી એક ગંભીર રાતે ચઉદ દેવતાની એક પૂજા થાય છે. એ પૂજાની વખતે એક દહાડો અને એ રાત સુધી કોઈ ઘરમાંથી નીકળી શકતાં નથી, રાજા પણ નીકળી શકતા નથી. રાજા જો બહાર નીકળે તો ચોન્તાઇઓ દંડની સજા કરે. લોકોમાં કહેવત ચાલે છે કે આ પૂજાની રાતે મંદિરમાં નરબલિ આપવામાં આવેછે. આ પૂજા પ્રસંગે સર્વથી પહેલાં જે પશુઓને બલિ આપવામાં આવેછે, તે રાજાની તરફથી મળતાં હતાં. એ બલિના પશુ લેવા માટે ચોન્તાઈ રાજાની પાસે આવ્યો છે. પૂજાને હવે બાર દહાડા બાકી છે.

રાજા બોલ્યો, "આ વર્ષથી મંદિરમાં જીવ બલિ આપવામાં આવશે નહિ."

સભામાંનાં બધાં માણસો અવાક થઇ ગયાં. રાજાના ભાઇ નક્ષત્રરાયનાં રૂંવાં તો શું પણ માથાના વાળ સુધ્ધાં ઉભાં થયા.

ચોન્તાઈ રઘુપતિ બોલ્યો, "હું શું આ સ્વપ્નું જોઉં છું."

રાજાએ કહ્યું, "નહિ મહારાજ, આટલા દહાડા હું સ્વપ્નું જોતો હતો, આજે મારી શુદ્ધિ ઠેકાણે આવી છે. એક બાળિકાની મૂર્તિ ધારણ કરીને માએ મને દર્શન આપ્યું હતું. તેણે કહ્યું હતું કે કરૂણામયી માતા થઇ ને મા પોતાનાં બાલક જીવોનું લોહી હવે જોઇ શકશે નહિ?"

રઘુપતિ બોલ્યો, "મા આટલા દહાડા સુધી જીવોનું રક્તપાન કરતી આવીછે તે શી રીતે?"

રાજા બોલ્યા, "નહિ, લોહી પીતી નથી. જ્યારે તમે લોહી પાડતા હતા ત્યારે તે મોં ફેરવીને રહેતા નથી?"

ળાની પાસે બેસીને બ્હેનના લૂગડાનો એક છેડો મોંમાં નાખીને મૂગો જોતો રહેલો છે. રાજાને ઓરડામાં આવતા જોઇને તાતાએ પૂછ્યું, "શું થયું છે!" ઉદ્વિગ્ન હૃદયવાળા રાજાએ તેનો કંઇ જવાબ દીધો નહિ. તાતાએ ડોકું હલાવી હલાવીને ફરી પૂછ્યું, "બ્હેનને વાગ્યું છે?" કાકા કેદારેશ્વરે કંઇક ગુસ્સે થઇને જવાબ આપ્યો, "હા વાગ્યું છે." તરત તાતાએ બ્હેનની પાસે જઇને બ્હેનનું મુખ ઉંચું કરવાની કોશેશ કરીને ગળું પકડીને પૂછ્યું, "બ્હેન, તને ક્યાં વાગ્યું છે?" તેના મનનો અભિપ્રાય એવો છે કે તે જગા પર ફૂંક મારીને હાથ ફેરવીને બ્હેનની બધી વેદના દૂર કરૂં; પરંતુ જ્યારે બ્હેને કંઈ જવાબ દીધો નહિ, ત્યારે તેનાથી ધીરજ ખમાઈ નહિ. તાતાએ ગાલ વધારે ફૂલાવા લાગ્યો, પોતાનો અનાદર થયાથી રોઇ ઉઠ્યો. કાલનો હું બેઠો છું તોએ એક પણ બોલ શા માટે બોલતી નથી? મેં શું કર્યું છે કે મારા ઉપર આટલો અનાદર રાખે છે! રાજાની સમક્ષ તાતાની આવી ગડબડ આવો વ્યવહાર જોઇને કેદારેશ્વર ઘણો અકળાયો. તે ગુસ્સે થઇને તાતાનો હાથ ઝાલીને તેને બીજા ઓરડામાં ખેંચી લઈ ગયો, તો પણ બ્હેન કંઇ બોલી નહિ!

રાજવૈદ્ય આવીને સંદેહ પ્રકાશ કરી ગયો. રાજા પોતે બાળિકાના ઓસીકાની પાસે બેસી રહ્યા. સાંઝે બાળિકા પ્રલાપ કરી બકવા લાગી. કહેવા લાગી, "ઓ મા રે, આટલું લોહી શા માટે?" રાજાએ કહ્યું, "બ્હેન, હું આ લોહીના સ્રોતને બંધ કરીશ." બાળિકા બોલી, "આવ ભાઇ તાતા, આપણે બે જણા આ લોહીને લોહી નાખીએ." સંધ્યાની પહેલાં હાસીએ એક વાર આંખ ઉઘાડી હતી. એક વાર ચોતરફ જોઇને કોઇને શોધતી હોય એમ જણાવવા લાગ્યું. તે વેળાએ તાતા બીજા ઓરડામાં રોતો રોતો સુઇ ગયો હતો. કોઇને નહિ જોતાં હાસીએ આંખ મીચી. આંખ પાછી ઉઘડી નહિ. રાતે રાજાના ખોળામાં હાસીનું મરણ નીપજ્યું.

જ્યારે હાસીને નિરંતરને માટે ઝુંપડીમાંથી લઇ ગયા, ત્યારે તાતા અજ્ઞાત સૂતો હતો. તે જો જાણવા પામત તો તે પણ બ્હેનની જોડે જોડે છાયાની માફક મશાણમાં ચાલ્યો જાત.

## પ્રકરણ ૩ જું.

રાજાની સભા બેઠી છે. ભુવનેશ્વરી દેવી મંદિરનો પુરોહિત કામને પ્રસંગે રાજાને મળવા આવ્યો છે.

પુરોહિતનું નામ રઘુપતિ છે. બંગાલના ત્રિપુરા દેશના માણસો પુરોહિતને ચોન્તાઇ કહે છે. ભુવનેશ્વરી દેવીની પૂજાને ચઉદ દિવસ વીત્યા પછી એક ગંભીર રાતે ચઉદ દેવતાની એક પૂજા થાય છે. એ પૂજાની વખતે એક દહાડો અને બે રાત સુધી કોઈ ઘરમાંથી નીકળી શકતાં નથી, રાજા પણ નીકળી શકતા નથી. રાજા જો બહાર નીકળે તો ચોન્તાઇઓ દંડની સજા કરે. લોકોમાં કહેવત ચાલે છે કે આ પૂજાની રાતે મંદિરમાં નરબલિ આપવામાં આવેછે. આ પૂજા પ્રસંગે સર્વથી પહેલાં જે પશુઓને બલિ આપવામાં આવેછે, તે રાજાની તરફથી મળતાં હતાં. એ બલિના પશુ લેવા માટે ચોન્તાઈ રાજાની પાસે આવ્યો છે. પૂજાને હવે બાર દહાડા બાકી છે.

રાજા બોલ્યો, "આ વર્ષથી મંદિરમાં જીવ બલિ આપવામાં આવશે નહિ."

સભામાંનાં બધાં માણસો અવાક થઇ ગયાં. રાજાના ભાઇ નક્ષત્રરાયનાં રૂંવાં તો શું પણ માથાના વાળ સુધ્ધાં ઉભા થયા.

ચોન્તાઈ રઘુપતિ બોલ્યો, "હું શું આ સ્વપ્નું જોઉં છું."

રાજાએ કહ્યું, "નહિ મહારાજ, આટલા દહાડા હું સ્વપ્નું જોતો હતો, આજે મારી શુદ્ધિ ઠેકાણે આવી છે. એક બાળિકાની મૂર્તિ ધારણ કરીને માએ મને દર્શન આપ્યું હતું. તેણે કહ્યું હતું કે કરૂણામયી માતા થઇ ને મા પોતાનાં બાલક જીવોનું લોહી હવે જોઇ શકશે નહિ?"

રઘુપતિ બોલ્યો, "મા આટલા દહાડા સુધી જીવોનું રક્તપાન કરતી આવીછે તે શી રીતે?"

રાજા બોલ્યા, "નહિ, લોહી પીતી નથી. જ્યારે તમે લોહી પાડતા હતા ત્યારે તે મોં ફેરવીને રહેતા નથી?"

રઘુપતિ બોલ્યો, " મહારાજ, રાજનું કામકાજ તમે સારી રીતે સમજો છો તેમાં સંદેહ નથી; પરંતુ પૂજા સંબંધમાં તમે કંઇ જાણતા નથી. દેવીને જો કંઈ અસંતોષ હોત તો હું તે પહેલાં જાણત."

નક્ષત્રરાયે ઘણા બુદ્ધિમાનની પેઠે ડોકું ધૂણાવીને કહ્યું, "હા, એ વાત ખરી છે! દેવીનો જો કંઇ અસંતોષ હોત, તો પૂજારીમહારાજ પહેલાં જાણત."

રાજાએ કહ્યું; " જેનું હૃદય સખ્ત થઇ ગયું છે તે દેવીનું બોલવું સાંભળી શકતા નથી."

નક્ષત્રરાયે પુરોહિતના મોં સામું જોયું. તે જોવાનો ભાવ એવો હતો કે " આનો કંઈ જવાબ આપવો જોઇએ."

રઘુપતિ આગના જેવો રાતો પીળો થઈને બોલ્યો, " મહારાજ, તમે પાખંડ નાસ્તિકના જેવું બોલોછો."

નક્ષત્રરાય મૃદુ પ્રતિધ્વનિ પ્રમાણે બોલ્યો, "હા નાસ્તિકના જેવું બોલે છે."

ગોવિંદ માણિકય ઉદ્દીપ્ત મૂર્તિ પુરોહિતના મોં સામું જોઇ ને બોલ્યો, " પૂજારી મહારાજ, રાજસભામાં બેસીને તમે પોતે વખત નકામો ગાળો છો. મંદિરનું કામ કરવું ચૂકોછો. તમે મંદિરમાં જતી વખતે રસ્તામાં કહેતા જજો કે મારા રાજ્યમાં જે માણસ દેવતાની પાસે બલિ આપશે તેને દેશ નીકાલની સજા આપવામાં આવશે."

આ સાંભળીને રઘુપતિ થરથર ધ્રૂજતો ઉઠીને ઉભો થયો અને જમૈયાને અડકીને બોલ્યો, " આમ છે તો તમારૂં સત્યાનાશ વળો." ચો તરફથી હૅા–હૅા કરતા સભાસદો પૂજારીની ઉપર જઇ પડયા. રાજાએ ઇશારતથી બધાને તેને મારવાની મનાઇ કરી, આથી બધા ખસી ગયા. રઘુપતિ કહેવા લાગ્યો, " તમે રાજા છો. તમે ઇચ્છો તો પ્રજાનું બધું લૂંટી લઇ શકોછો માટે તમે માતાનો બલિ હરણ કરી શકશો ખરા કે ? તમારી શી તાકાત છે ? હું રઘુપતિ માતાનો સેવક કહુંછું છતાં તમે માનતા નથી, શી રીતે તમે પૂજામાં હરકત પ્હોંચાડી શકો છો તે હું જોઈશ !"

મંત્રી રાજાનો સ્વભાવ સારી પેઠે જાણતો હતો. તે જાણતો હતો કે પોતાના ધારેલા સંકલ્પમાંથી રાજાને જલદીથી ડગાવી શકવો મુશ્કેલ છે. તેણે ધીરેધીરે ડરતાં ડરતાં કહ્યું, "મહારાજ, આપના સ્વર્ગીય વીર પુરુષો લાગટ દેવીની પાસે નિયમિત બલિ આપતા આવ્યા છે. કદી પણ એક દિવસને માટે પણ એથી છેટે રહ્યા નથી." આવું કહીને મંત્રી મૂગો રહ્યો.

રાજા ચૂપ થઈ રહી સાંભળે છે. મંત્રી આગળ બોલ્યો, "આજે આટલી મુદતે આપના પૂર્વજોની પ્રતિષ્ઠિત પ્રાચીન પૂજામાં હરકત નાખ્યાથી સ્વર્ગમાં તેઓ અસંતુષ્ટ થશે."

મહારાજ વિચારમાં પડયા છે. નક્ષત્રરાય બુદ્ધિવાનની માફક દિલગીરી સાથે સંમતિ બતાવવી પડતી હોય તેમ બોલ્યો, "હા, સ્વર્ગમાં તેઓ નારાજ થશે."

મંત્રીએ ફરી કહ્યુ, "મહારાજ એક કામ કરો, જ્યાં હજારો બલિ આપવામાં આવે છે, ત્યાં માત્ર એકસો બલિનો હુકમ આપો એટલે થયું."

સભાસદો વજ્રનો ઘા વાગ્યો હોય તેમ અવાક્ થઈ રહ્યા હતા, ગોવિંદ માણિક્ય પણ વધારે વિચાર કરવા લાગ્યો. ગુસ્સે થયલો પૂજારી અધીરો બનીને સભામાંથી ઉઠી જવાને તૈયાર થયો છે.

એવામાં પહેરેગીરોની નજર ચૂકાવીને ઉઘાડે શરીરે ને ઉઘાડે પગે એક નાનો છોકરો સભામાં આવ્યો. રાજસભાની વચમાં આવીને રાજાના મોં સામું મોટી મોટી આંખો કાઢીને તેણે પૂછ્યું, "બહેન કયાં છે?"

મોટી રાજસભા એકદમ નિઃસ્તબ્ધ થઈ ગઇ. મોટા દિવાનખાનામાં કેવળ એક બાળકનો અવાજ પ્રતિધ્વનિત થઇ પડયો, "બહેન કયાં છે?"

રાજા તરત સિંહાસન ઉપરથી ઉતર્યો ને છોકરાને ખોળામાં લઇને મોટે અવાજે બોલ્યો, "આજથી મારા રાજ્યમાં બલિદાન આપવામાં આવશે નહિ. હવે એ વિશે કોઇ કંઇ બોલતા ના."

મંત્રી બોલ્યો, "જેવો હુકમ."

તાતાએ રાજાને પૂછ્યું, "બહેન કયાં છે?"

રાજાએ જવાબ આપ્યો, "માની પાસે છે."

તાતા ઘણી વાર સુધી મોંમાં આંગળી નાખીને ચૂપચાપ થઇને બેઠો. તે સમજ્યો કે જાણે પત્તો મળ્યો. આજથી રાજાએ તેને પોતાની પાસે રાખ્યો. કાકા કેદારેશ્વરને રાજમંદિરમાં જગા આપી.

રાજસભાસદો પોતપોતામાં કહેવા લાગ્યા, "આ તો જંગલી રીંછ જેવો થયો છે. અમે તો જાણતા હતા કે બૌદ્ધજ લોહી પાડતા નથી, આખરે આપણા હિંદુઓના દેરામાં પણ તે નિયમ ચાલશે કે શું !"

નક્ષત્રરાયે પણ તેઓના મત પ્રમાણે પોતાનો મત આપ્યો, "આખરે હિંદુઓના દેરામાં પણ તે નિયમ ચાલશે કે શું !"

બધાએ વિચાર કર્યો કે અવનતિનાં લક્ષણ આ કરતાં બીજાં શાં થઇ શકે ? બલિપૂજા ન કરીએ તો હિંદુ શાના ?

---

## પ્રકરણ ૪ થું.

ભુવનેશ્વરી દેવીમંદિરમાં નોકર, જયસિંહ હતો, તે જાતે રજપૂત હતો. તેનો બાપ સુચેતસિંહ, ત્રિપુરાના રાજમહેલમાંનો એક જૂનો નોકર હતો. સુચેતસિંહના મરણની વેળાએજ જયસિંહ ઘણોજ બાળક હતો. આ અનાથ બાળકને રાજાએ મંદિરના કામમાં લગાડ્યો હતો. જયસિંહને મંદિરના પૂજારી રઘુપતિએ પાળ્યો પોષ્યો. નાનપણથી મંદિરમાં પાલિત થયાથી જયસિંહ મંદિરને પોતાના ઘર જેવું ચાહતો. મંદિરના દરેક પગથિયાનો અને દરેક પથ્થરનો તે ભોમીઓ હતો. તેને મા નહોતી, ભુવનેશ્વરીની પ્રતિમાનેજ તે માના પ્રમાણે જોતો હતો, હું એકલોછું એમ તેને જણાતું નહિ. તેના બીજા પણ સોબતીઓ હતા. મંદિરના બગીચામાં કેટલાંક ઝાડને તેણે પોતાને હાથે મોટાં કર્યાં હતાં. તેની ચારે તરફ દરરોજ તેના ઝાડ વધતાં હતાં. વેલ વીંટાતી હતી, ડાળીઓ પુષ્પિત થતી હતી, છાયા વિસ્તાર પામતી હતી, શ્યામળ પલ્લવના ગુચ્છાથી યૌવન ગર્વથી કુંજ પરિપૂર્ણ થઇપડતું હતું, પણ જયસિંહની આ પ્રાણની વાતો,

પ્રેમની વાતો, બીજા કોઇ જાણતા નહોતા; તેના વિપુલ બલ તથા સાહસને માટેજ તે પ્રખ્યાત હતો.

મંદિરનું કામકાજ પુરૂં કરીને જયસિંહ પોતાની ઝુંપડીના દરવાજા ઉપર બેઠો છે. પોતાની સામે મંદિરની વાડી છે. સાંઝ થવા આવી છે. ઘણું ઘનઘોર વાદળ થઇને વરસાદ પડે છે. નવા વરસાદના પાણીથી જયસિંહના ઝાડ સ્નાન કરેછે, વરસાદના બિંદુના નૃત્યમાં પાંદડે પાંદડે ઉત્સવ થઇ રહ્યો છે, વરસાદના પાણીના નાના નાના સેંકડો પ્રવાહ કીચડવાળા થઇને ખળખળ કરતા કાવેરી નદીમાં જઇને પડે છે. જયસિંહ પરમાનંદથી બાગ તરફ જોતો ચૂપચાપ બેઠો છે. ચારે બાજૂએ મેઘનો સ્નિગ્ધ અંધકાર, વનની છાયા, ઘન પલ્લવની શિયામશ્રી, દેડકાંની ગડબડ, વૃષ્ટિનો લાગટ ઝર ઝર શબ્દ, નવ વર્ષાની ઘોરઘટા, શીતશીકર લઇ આવતી પવનની લહેર, એ સર્વથી તેનો પ્રાણ ટાઢો થાય છે.

ભીંજાતો ભીંજાતો રઘુપતિ આવી પહોંચ્યો. જયસિંહ જલદી ઉઠીને પગ ધોવા માટે પાણી અને બદલવા સુકાયલું ધોતિયું લાવ્યો. રઘુપતિ ગુસ્સે થઇને બોલ્યો, "તને ધોતિયું લાવવાને કોણે કહ્યું હતું?" આવું કહીને ધોતિયું લઇને તેણે ઓરડામાં ફેંક્યું. જયસિંહ પગ ધોવાને માટે પાણી લાવીને આગળ વધ્યો. રઘુપતિ ગુસ્સાવાળા અવાજે બોલ્યો, "રહેવાદે રહેવાદે તું પાણી મૂક." આવું કહીને તેણે પાણીના લોટાને જોરથી પગની ઠેસ મારી. જયસિંહ એકાએક આવા વ્યવહારનું કારણ સમજી નહિ શક્યો તેથી અવાક્ થયો, ધોતિયું જમીન ઉપરથી ઉપાડીને વળગણીએ નાંખવા જતો હતો એટલામાં રઘુપતિ ફરીથી ગુસ્સાથી બોલ્યો, "રહેવાદે રહેવાદે, ધોતિયાને હાથ લગાડ ના." આવું કહીને પોતે જઇને ધોતિયું બદલ્યું. પાણી લઇને પગ ધોયા. જયસિંહે ધીરે ધીરે કહ્યું, "મહારાજ, મેં શું કંઇ અપરાધ કર્યો છે?" રઘુપતિ જરા ઉગ્રસ્વરથી બોલ્યો, "કોણ કહે છે કે, તેં અપરાધ કર્યો છે!" જયસિંહ વ્યથિત થઇને મૂગો બેસી રહ્યો. રઘુપતિ અસ્થિર ભાવથી ઝુંપડીના બારણામાં ફરવા લાગ્યો. આવી રીતે રાત ઘણી ગઈ; ક્રમાગત વૃષ્ટિ પડવા

લાગી. આખરે રઘુપતિએ જયસિંહની પીઠ ઉપર હાથ મૂકીને કોમળસ્વરથી કહ્યું, "બેટા, સૂવા જા, રાત ઘણી પડી છે," જયસિંહ રઘુપતિના સ્નેહનાં સ્વરથી વિચલિત થઈને બોલ્યો, "મહારાજ, પહેલા તમે સૂવા જાઓ ત્યાર પછી હું સૂવા જઈશ." રઘુપતિ બોલ્યો, "મારે વાર છે. જો પુત્ર, તારા ઉપર મેં આજે કઠોર વ્યવહાર કર્યોછે તે કંઇ મનમાં લાવતો ના. મારૂં મન સારૂ નહોતું. સવિશેષ વૃતાન્ત હું તને કાલે સવારે કહીશ. આજ તું સૂઇ જા," જયસિંહે કહ્યું, "જેવો હુકમ." આવું કહીને તે સૂવા ગયો. રઘુપતિ આખી રાત ફેરા ફરવા લાગ્યો.

પ્રભાતમાં જયસિંહ ગુરૂને પ્રણામ કરીને ઉભો રહ્યો. રઘુપતિ બોલ્યો, "જયસિંહ, માતાને બલિ બંધ થયો છે." જયસિંહે આશ્ચર્ય પામીને કહ્યું, "એ શું બોલોછો મહારાજ!"

રઘુપતિ બોલ્યો, "રાજાનો એવો હુકમ થયો છે."

જયસિંહે કહ્યું, "કિયા રાજાનો."

રઘુપતિ ગુસ્સે થઇને બોલ્યો, "અહિં વળી રાજાઓ કેટલા છે? મહારાજા ગોવિંદ માણિક્યે હુકમ આપ્યો છે કે મંદિરમાં જીવ બલિ થઇ શકશે નહિ."

જયસિંહે પૂછ્યું, "શુ નરબલિ?"

રઘુપતિ ચીડાઇને બોલ્યો, "હા કેવો ઉત્પાત! હું કહુંછું જીવ બલિ તુ સાંભળે છે નરબલિ!"

જયસિંહે પૂછ્યું, "શું કોઈ જીવનું બલિદાન આપી શકાવાનું નથી!"

રઘુપતિ બોલ્યો, "નહિ."

જયસિંહે પૂછ્યું, "શું મહારાજ ગોવિંદ માણિક્યે એવો હુકમ આપ્યો છે?"

રઘુપતિ બોલ્યો, "હા, એકની એક વાત કેટલી વાર કહું?"

જયસિંહ ઘણા વખત સુધી કંઇ બોલ્યો નહિ, ફકત તે પોતાના મનમાં કહેવા લાગ્યો, "મહારાજ ગોવિંદ માણિક્ય!" ગોવિંદ માણિક્યને

જયસિંહ નાનપણુથી દેવતા તરીકે જાણુતો હતો. જેમ આકાશના પૂર્ણ ચંદ્રના ઉપર બાળકોની એક જાતની આસક્તિ છે, તેમ ગોવિંદ માણિક્યના ઉપર જયસિંહનો મનનો ભાવ હતો. ગોવિંદ માણિક્યનું પ્રશાંત સુંદર મોં જોઇને જયસિંહનો પ્રાણ ઠરતો હતો.

રઘુપતિ બોલ્યો, "એનો કંઈ ઉપાય કરવો જોઇએ !"

જયસિંહે કહ્યું. "જરૂર થવો જોઇએ. હું મહારાજની પાસે જઇને તેમને વિનતિ કરીને કહુ, "

રઘુપતિ બોલ્યો, „ તેમ કરવું નકામું છે."

જયસિંહ બોલ્યો, " ત્યારે શું કરવું જોઈએ."

રઘુપતિએ જરા મનમાં વિચાર કરીને કહ્યું, "તે કાલે કહીશ. તું કાલે સવારમાં કુમાર નક્ષત્રરાયની પાસે જઇને તેને છૂપી રીતે મને મળવાની અરજ કરજે."

---

## પ્રકરણ ૫ મું.

પ્રભાતમાં નક્ષત્રરાયે આવીને રઘુપતિને પ્રણામ કર્યા પછી પૂછ્યુ. "પૂજારી મહારાજ, શો હુકમ કરોછો ?"

રઘુપતિ બોલ્યો, " તમારા તરફ માતાનો હુકમ છે. પહેલાં માતાને પ્રણામ કરવા ચાલો."

બેઉ મંદિરમાં ગયા. જયસિંહ પણ તેમની સાથે ગયો. નક્ષત્રરાયે ભુવનેશ્વરી પ્રતિમાની સામે સાષ્ટાંગ પ્રણામ કર્યા.

રઘુપતિએ નક્ષત્રરાયને કહ્યું, " કુમાર, તમે રાજા થશો."

નક્ષત્રરાયે કહ્યું, "હું શું રાજા થઇશ ! પૂજારી મહારાજ, શું કહોછો તેનું ઠેકાણું નથી." આવું કહીને નક્ષત્રરાય ઘણો હસવા લાગ્યો.

રઘુપતિ બોલ્યો, "હું કહુંછું કે તમે રાજા થશો,"

નક્ષત્રરાયે કહ્યું, " તમે કહોછો કે હું રાજા થઈશ ? " આવું કહીને રઘુપતિના મોં સામું જોવા લાગ્યો.

રઘુપતિએ કહ્યું, " હું શું ખોટું કહુંછું ? " નક્ષત્રરાયે કહ્યું, " તમે ખોટું બોલોછો કે ખરૂં, તે હું શી રીતે જાણું ? પૂજારી મહારાજ, કાલે મેં વાઘનું સ્વપ્નું જોયું હતું. વાઘને સ્વપ્નામાં જોયાથી શું થાય છે તે કહો જોઇએ?

રઘુપતિએ હસવું રોકીને કહ્યું, " શી રીતનો વાઘ હતો તે કહો જોઈએ? તેના માથા ઉપર ડાઘ હતો કે નહિ ? "

નક્ષત્ર સગર્વથી બોલ્યો, " તેના માથા ઉપર ડાઘ હતો. "

રઘુપતિ બોલ્યો, " સારૂં ! એમ છે તો તમને રાજતિલક મળશે. "

નક્ષત્રરાયે કહ્યું, " ત્યારે મને રાજતિલક મળશે ! તમે કહોછો કે મને રાજતિલક મળશે ? વળી જો નહિ મળે તો ? "

રઘુપતિ બોલ્યો, " શું મારૂં બોલવું વ્યર્થ જશે ? શું કહોછો ? "

નક્ષત્રરાયે, " નહિ નહિ તેમ કહેતો નથી. તમે શું નથી કહેતા કે મને રાજતિલક મળશે, ધારો કે નહિ મળે તો ! ભોગેજોગે શું એવું થતું નથી કે—"

રઘુપતિ બોલ્યો, "નહિ નહિ-એમાં ફરક પડનાર નથી,"

નક્ષત્રરાય બોલ્યો, "એમાં ફરક પડનાર નથી, તમે કહોછો કે તેમાં ફરક પડનાર નથી. જુઓ પૂજારી મહારાજ, હું રાજા થઈશ તો તમને મંત્રી કરીશ."

રઘુપતિ બોલ્યો, "મંત્રીની પદવી હું ખાસડા બરોબર ગણું છું.

નક્ષત્રરાય ઘણા ઉદારભાવથી બોલ્યો, "ઠીક જયસિંહને મંત્રી કરીશ."

રઘુપતિએ કહ્યું, "એ વાત પછી થશે. રાજા થવાની પહેલાં શું કરવું જોઇએ તે પહેલાં સાંભળો, માતાજી રાજરક્ત લેવા ઇચ્છે છે, સ્વપ્નામાં મને એવો હુકમ આપ્યો છે."

નક્ષત્રરાય બોલ્યો, "માતાજી રાજરક્ત લેવા ઇચ્છે છે, સ્વપ્નામાં તમને આ હુકમ થયો છે. એ તો ઘણી મઝાની વાત!"

રઘુપતિ બોલ્યો, "તમારે ગોવિંદ માણિક્યનું લોહી લાવવું પડશે."

નક્ષત્રરાય થોડી વાર ચૂપ રહ્યો. આ વાતમાં જેટલી જોઇએ તેટલી મઝા પડી નહિ.

રઘુપતિએ મોટે અવાજે કહ્યું, "એકદમ ભાઇના સ્નેહનો ઉદય થયો છે કે શું ?"

નક્ષત્રરાય મુશ્કેલીથી હસતો હસતો બોલ્યો, "હાઃ હાઃ ભાઇનો સ્નેહ! પૂજારી મહારાજ, ઠીક કહો છો, ભ્રાતૃસ્નેહ!—આવી મજાહની વાત. આવી હસવાની વાત હવેથી નહિ કરો એટલે થયું! ભાઇનો સ્નેહ! કેવો શરમનો વિષય! પરંતુ અંતર્યામી જાણે છે કે નક્ષત્રરાયના અંતઃકરણમાં ભાઇનો સ્નેહ જાગે છે કે નહિ? તે હસીને ઉરાડવા જેવો નથી."

રઘુપતિ બોલ્યો, "હું હસતો નથી; તેમ કરવુંજ પડયું તો"

નક્ષત્રરાયે કહ્યું, "તમારે કહેવું છે શું? મને સમજાવો."

રઘુપતિ બોલ્યો, "ધીરેથી સાંભળો. તમારે ગોવિંદ માણિક્યનું લોહી માતાના દર્શનને માટે આણવું પડશે."

નક્ષત્રરાય જાણે મંત્ર ભણતો હોય તેમ કહેવા લાગ્યો, "ગોવિંદ માણિક્યનું લોહી માતાના દર્શનને માટે આણવું પડશે."

રઘુપતિ ઘણાજ તિરસ્કારથી બોલી ઉઠયો, "તમારાથી કંઈ વળનાર નથી."

નક્ષત્રરાયે કહ્યું, "કેમ ન થઈ શકે? જે કહેશો તે હું કરીશ. તમે તો હુકમ આપ્યો છે ને?"

રઘુપતિ બોલ્યો, "હા મેં હુકમ આપ્યો. છે."

નક્ષત્રરાયે પૂછયું, "શેનો હુકમ આપ્યો છે?"

રઘુપતિ ગુસ્સે થઇને બોલ્યો, "માતાની ઇચ્છા છે કે તે રાજરક્ત જોશે. તમે ગોવિંદ માણિક્યનું લોહી દેખાડીને તેની ઇચ્છા પૂર્ણ કરો એ મારો હુકમ છે."

નક્ષત્રરાયે કહ્યુ, "હું હમણાને હમણાં જઇને ફતેહખાંને એ કામે લગાડું છું."

નક્ષત્રરાયે કહ્યું, "તમે કહોછો કે હું રાજા થઈશ ?" આવું કહીને રઘુપતિના મોં સામું જોવા લાગ્યો.

રઘુપતિએ કહ્યું, "હું શું ખોટું કહુંછું ?" નક્ષત્રરાયે કહ્યું, "તમે ખોટું બોલોછો કે ખરૂં, તે હું શી રીતે જાણું ? પૂજારી મહારાજ, કાલે મેં વાઘનું સ્વપ્નું જોયું હતું. વાઘને સ્વપ્નામાં જોયાથી શું થાય છે તે કહો જોઇએ?

રઘુપતિએ હસવું રોકીને કહ્યું, "શી રીતનો વાઘ હતો તે કહો જોઈએ? તેના માથા ઉપર ડાઘ હતો કે નહિ ?"

નક્ષત્ર સગર્વથી બોલ્યો," તેના માથા ઉપર ડાઘ હતો."

રઘુપતિ બોલ્યો, "સારૂં ! એમ છે તો તમને રાજતિલક મળશે."

નક્ષત્રરાયે કહ્યું, "ત્યારે મને રાજતિલક મળશે! તમે કહોછો કે મને રાજતિલક મળશે ? વળી જો નહિ મળે તો ?"

રઘુપતિ બોલ્યો, "શું મારૂં બોલવું વ્યર્થ જશે ? શું કહોછો ?"

નક્ષત્રરાયે, "નહિ નહિ તેમ કહેતો નથી. તમે શું નથી કહેતા કે મને રાજતિલક મળશે, ધારો કે નહિ મળે તો ! ભોગેજોગે શું એવું થતું નથી કે—"

રઘુપતિ બોલ્યો, "નહિ નહિ—એમાં—ફરક પડનાર નથી,"

નક્ષત્રરાય બોલ્યો, "એમાં ફરક પડનાર નથી, તમે કહોછો કે તેમાં ફરક પડનાર નથી. જુઓ પૂજારી મહારાજ, હું રાજા થઈશ તો તમને મંત્રી કરીશ."

રઘુપતિ બોલ્યો, "મંત્રીની પદવી હું ખાસડા બરોબર ગણું છુ.

નક્ષત્રરાય ઘણા ઉદારભાવથી બોલ્યો, "ઠીક જયસિંહને મંત્રી કરીશ."

રઘુપતિએ કહ્યું, "એ વાત પછી થશે. રાજા થવાની પહેલાં શું કરવુ જોઇએ તે પહેલાં સાંભળો, માતાજી રાજરકત લેવા ઇચ્છે છે, સ્વપ્નામાં મને એવો હુકમ આપ્યો છે."

નક્ષત્રરાય બોલ્યો, "માતાજી રાજરકત લેવા ઇચ્છે છે, સ્વપ્નામાં તમને આ હુકમ થયો છે. એ તો ઘણી મઝાની વાત!"

રઘુપતિ બોલ્યો, "તમારે ગોવિંદ માણિક્યનું લોહી લાવવું પડશે."

નક્ષત્રરાય થોડી વાર ચૂપ રહ્યો. આ વાતમાં જેટલી જોઇએ તેટલી મઝા પડી નહિ.

રઘુપતિએ મોટે અવાજે કહ્યું, "એકદમ ભાઇના સ્નેહનો ઉદય થયો છે કે શું ?"

નક્ષત્રરાય મુશ્કેલીથી હસતો હસતો બોલ્યો, "હાઃ હાઃ ભાઇનો સ્નેહ! પૂજારી મહારાજ, ઠીક કહો છો, ભ્રાતૃસ્નેહ! —આવી મજાહની વાત. આવી હસવાની વાત હવેથી નહિ કરો એટલે થયું! ભાઇનો સ્નેહ! કેવો શરમનો વિષય! પરંતુ અંતર્યામી જાણે છે કે નક્ષત્રરાયના અંતઃકરણમાં ભાઇનો સ્નેહ જાગે છે કે નહિ? તે હસીને ઉરાડવા જેવો નથી."

રઘુપતિ બોલ્યો, "હું હસતો નથી; તેમ કરવુંજ પડયું તો"

નક્ષત્રરાયે કહ્યું, "તમારે કહેવું છે શું? મને સમજાવો."

રઘુપતિ બોલ્યો, "ધીરેથી સાંભળો. તમારે ગોવિંદ માણિક્યનું લોહી માતાના દર્શનને માટે આણવું પડશે."

નક્ષત્રરાય જાણે મંત્ર ભણતો હોય તેમ કહેવા લાગ્યો, "ગોવિંદ માણિક્યનું લોહી માતાના દર્શનને માટે આણવું પડશે."

રઘુપતિ ઘણાજ તિરસ્કારથી બોલી ઉઠયો, "તમારાથી કંઈ વળનાર નથી."

નક્ષત્રરાયે કહ્યું, "કેમ ન થઈ શકે? જે કહેશો તે હું કરીશ. તમે તો હુકમ આપ્યો છે ને?"

રઘુપતિ બોલ્યો, "હા મેં હુકમ આપ્યો. છે."

નક્ષત્રરાયે પૂછ્યું, "શેનો હુકમ આપ્યો છે?"

રઘુપતિ ગુસ્સે થઇને બોલ્યો, "માતાની ઇચ્છા છે કે તે રાજરક્ત જોશે. તમે ગોવિંદ માણિક્યનું લોહી દેખાડીને તેની ઇચ્છા પૂર્ણ કરો એ મારો હુકમ છે."

નક્ષત્રરાયે કહ્યું, "હું હમણાને હમણાં જઇને ફતેહખાંને એ કામે લગાડું છું."

રઘુપતિ બોલ્યો, "એમ નહિ, બીજા માણસ તેમાંનું કંઇ જાણવા પામે નહિ. કેવળ જયસિંહને તમારો મદદગાર કરો. કાલે સવારે આવજો, શા ઉપાયથી એ કામ કરવું તે હું કાલે તમને કહીશ."

નક્ષત્રરાય રઘુપતિના હાથથી બચ્યો. જેટલું બની શક્યું તેટલી ઝડપથી તે બહાર નીકળ્યો.

---

## પ્રકરણ ૬ હું.

નક્ષત્રરાય ગયા પછી જયસિંહે કહ્યું, "ગુરૂમહારાજ, આવી ભયાનક વાત મેં કોઇ વખતે પણ સાંભળી નહોતી. તમે માતાની સામે માતાનું નામ લઇને ભાઇના દ્વારા ભાઇની હત્યા કરવાનું કહ્યું અને તે મને ત્યાં ઉભો રહીને સાંભળવું પડયું."

રઘુપતિ બોલ્યો, "બીજો શો ઉપાય છે તે કહે જોઇએ?"

જયસિંહ બોલ્યો, "ઉપાય! શેનો ઉપાય?"

રઘુપતિએ કહ્યું, "તને પણ નક્ષત્રરાયના જેવો થયેલો હું જોઉં છું. આટલી વાર સુધી તે શું સાંભળ્યું?"

જયસિંહે કહ્યું, "જે મેં સાંભળ્યું છે તે સાંભળવા લાયક નથી, તે સાંભળવામાં પાપ છે."

રઘુપતિ બોલ્યો, "પાપ પુણ્ય વિશે તું શું સમજે?"

જયસિંહ બોલ્યો, "આટલી મુદત થયાં હું તમારી પાસે શીખ્યો છુ, હુ શું પાપ પુણ્ય વિશે કંઇ પણ સમજતો નથી?"

રઘુપતિ બોલ્યો, "સાંભળ, બેટા, આમ છે તો હું તને બીજી એક શીખામણ આપું છું. પાપ પુણ્ય કંઇજ નથી. કોણ કોનો પિતા છે, કોણ કોનો ભાઈ છે, કોઈ કોઈનું નથી. હત્યા કરવી એ જો પાપ હોય તો બધી જાતની હત્યા કરવી એક સરખી છે, પરંતુ કોણ કહે છે કે હત્યા કરવી એ પાપ છે? કેટલી કીડીઓ આપણે દરરોજ પગ નીચે કચરીને જઈએ છીએ,

શું તેને જીવ નથી? ખૂન તો દરરોજ થાય છે, કોઇના માથા ઉપર એક પથ્થરો પડીને માર્યો જાયછે, કોઇ રેલમાં તણાઇને મરી જાય છે, કોઈ કોલેરાના મોંમાં પડીને માર્યો જાય છે, કોઇ માણુસની છૂરીથી જખમી થઈને મરણ પામે છે. આ બધાં પ્રાણીઓનું જીવન મૃત્યુની રમત શિવાય બીજું કંઇજ નથી, મહાશક્તિની માયાના શિવાય બીજું કંઇજ નથી, કાળરૂપિની મહામાયાની પાસે દરરોજ એવી રીતે લાખો પ્રાણીનું બલિદાન થાય છે, જગતની ચારે તરફથી પ્રાણીઓના લોહીનો સ્રોત તેના મહાખપ્પરમાં આવીને પડે છે, મેં આ સ્રોતમાં બીજું એક ટીપુ સામેલ કર્યું છે. એક રીતે જોતાં તેનો બલી તેજ ગ્રહણ કરે છે, હું રક્ત મધ્યસ્થ રહીને તેનો ફક્ત ઉપલક્ષ્ય છું.

તે વેળાએ જયસિંહ પ્રતિમાની તરફ ફરીને કહેવા લાગ્યો; " એ વાસ્તેજ શું તેને બધા લોકો માતા કહે છે. માતા! તમે શું આવાં પાષાણ હૃદયનાં છો? રાક્ષસિ છો, આખા જગતમાંથી લોહી ચૂસી લેવા માટે તમેં આ રસના બહાર કાઢી હતી? સ્નેહ, પ્રેમ, મમતા, સૌન્દર્ય, ધર્મ બધું મિથ્યા છે? તમારી આ અનંત લોહીની તરસ. એમાં શું સત્ય છે! તમારાજ ઉદરપૂરણને માટે માણસ માણસના ગળા ઉપર છૂરી ચલાવશે, ભાઈ ભાઇનું ખૂન કરશે, પિતા પુત્રને મારશે! નિષ્ઠુર! ખરેખર એ જો તમારી ઇચ્છા હોય તો મેઘ શા માટે લોહી વરસાવતો નથી, કરૂણા સ્વરૂપિની નદી રકતસ્રોત લઇને સમુદ્રમાં જઇને કેમ પડતી નથી? ત્યારે શા માટે આ જગતમાં કેવળ માત્ર હિંસા, દ્વેષ, કોલેરા તથા વિભીષિકાનું રાજત્વ થયું નહિ? —નહિ-નહિ! મા, તું સ્પષ્ટ બોલ, આ શિક્ષણ મિથ્યા છે, આ શાસ્ત્ર મિથ્યા છે, આવી માને મા કેમ કહેવાય. સંતાનરક્ત પિપાસુ તો રાક્ષસી કહેવાય, એવી વાત કેમ સહન કરી શકાય. જયસિંહની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં, તે પોતે પોતાના ઉપલા વિચાર ઉપર પાછો વિચાર કરવા લાગ્યો. આટલી વાત પહેલાં કોઈ વખતે તેના મનમાં આવી નહોતી, રઘુપતિ જો તેને નવું શાસ્ત્ર શીખવવાને નહિ આવત તો કદી તેને આટલી વાત મનમાં આવત નહિ.

રઘુપતિ જરા હસીને બોલ્યો, "ત્યારે તો બલિદાનની રીતિ એકદમ કાઢી નાખવી જોઇએ ?"

જયસિંહ નાની ઉમ્મરથી દરરોજ બલિદાન જોતો આવ્યો હતો, એટલે મંદિરમાં અપાતું બલિદાન કોઇ કાળે બંધ થઇ શકે અથવા બંધ થવા જેવું છે એવી વાત કોઇ રીતે તેના મનમાં આવતી નહોતી. એટલુંજ નહિ પણ આ વાતનો વિચાર કરવામાં પણ તેના હૃદયમાં આઘાત લાગતો હતો, એ વાસ્તે રઘુપતિના બોલવાના જવાબમાં જયસિંહે કહ્યું, "તે જૂદી વાત છે. તેનો બીજો કંઇ પણ અર્થ છે. તેમાં તો કંઇ પાપ નથી. પરંતુ ભાઈ ભાઇની હત્યા કરે? મહારાજ ગોવિંદમાણિક્યનો–મહારાજ, તમને પગે પડીને પૂછું છું; મને ઠગશો ના ખરેખર, શું માતાએ સ્વપ્નામાં કહ્યું છે. રાજરકત નહિ મળે તો તેની તૃપ્તિ નહિ થાય ?"

રઘુપતિ જરા મૂગો રહ્યા પછી બોલ્યો, "ખરૂં ન હોય તો હું શું ખોટું બોલું છું ? તું શું મારા ઉપર અવિશ્વાસ રાખે છે?"

જયસિંહ રઘુપતિને પગે પડીને બોલ્યો, "ગુરૂમહારાજના ઉપર મોટો વિશ્વાસ શિથિલ ન થાય એવું હું ઇચ્છું છું. પરંતુ નક્ષત્રરાયનો જન્મ પણ રાજકુળમાંજ છે."

રઘુપતિ બોલ્યો, "દેવતાઓનું સ્વપ્નું ઇંગિત માત્ર છે; બધી વાત સંભળાતી નથી, ઘણીક વાતો સમજી લેવી પડે છે. સ્પષ્ટ જણાય છે, ગોવિંદમાણિક્યના ઉપર દેવીનો અસંતોષ થયો છે, અસંતોષનું સંપૂર્ણ કારણ પણ થયું છે. એટલા માટે જ્યારે દેવીએ રાજરકત ઠરાવ્યું છે ત્યારે સમજાય છે કે તે ગોવિંદમાણિક્યનુંજ રક્ત છે."

જયસિંહ બોલ્યો, "તે જો ખરૂં હોય તો હુંજ રાજરકત આપીશ, નક્ષત્રરાયને પાપથી લિપ્ત કરીશ નહિ."

રઘુપતિએ કહ્યું, "દેવીનો હુકમ પાલન કરવામાં કંઈ પાપ નથી."

જયસિંહ બોલ્યો, "પુણ્ય તો છે મહારાજ! તે પુણ્ય હુંજ મેળવીશ."

રઘુપતિ બોલ્યો, "આમ છે તો હું તને ખરી વાત કહું છું બેટા. મેં

તને નાનપણથી પુત્ર જેવો ગણી સંભાળથી મારા જીવની પેઠે જાળવી પાચ્યો છે. હું તને ગુમાવવા ઇચ્છતો નથી. નક્ષત્રરાય જો ગોવિંદમાણિક્યને મારી નાંખીને રાજા થાય, તો કોઇ તેમાં એક પણ બોલ કહેશે નહિ—પણ જો તું રાજાના શરીર ઉપર હાથ નાંખે તો તને જીવતો મૂકે નહિ. પછી તું મને ક્યાંથી મળે.”

જયસિંહે કહ્યું, “મારા સ્નેહથી ? પિતા, હું નકામા સરખો છું, મારા સ્નેહથી તમે એક કીડીની પણ હાનિ કરી શકશો નહિ. મારા ઉપરના સ્નેહથી તમે જો પાપમાં લિપ્ત થાઓ, તો તમારો તે સ્નેહ હું વધારે દહાડા ભોગવી શકીશ નહિ, તે સ્નેહનું પરિણામ કદી સારૂં નીપજવાનું નથી.”

રઘુપતિ જલદીથી બોલ્યો, “ઠીક, ઠીક, તે વાત પછી કહીશ. કાલે નક્ષત્રરાય આવ્યા પછી કોઈ જાતનો બંદોબસ્ત કરીશું.

જયસિંહે મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી કે હુંજ રાજરક્ત લાવીશ. માતાના નામથી, ગુરૂના નામથી ભ્રાતૃહિંસા થવા દઇશ નહિ.

---

## પ્રકરણ ૭ મું.

---

જયસિંહને આખી રાત ઊંઘ આવી નહિ. ગુરૂની સાથે જે વાત સંબંધી ચર્ચા થઇ હતી તે વિચારતાં વિચારતાં તેની બહુ શાખા પ્રશાખા થવા લાગી. ઘણો ખરો વખત આપણે તાબે છે, પણ આપણે તેને તાબે હોઇએ તેમ લાગે છે. વિચારના સંબંધે પણ એ વાત લાગુ પડે છે. જયસિંહના મનમાં અનિવાર્ય વેગથી એવી બધી વાતો આવવા લાગી કે, જેથી તેના નાનપણના વિશ્વાસના મૂળમાં લાગટ ધક્કો પહોંચવા લાગ્યો. જયસિંહ પીડિત ક્લિષ્ટ થવા લાગ્યો; પરંતુ દુસ્વપ્નાની પેઠે વિચાર કોઈ રીતે ખસતા નહોતા. જે કાળીને જયસિંહ આટલી મુદતથી મા તરીકે જાણતો હતો, ગુરૂ મહારાજે આજે શામાટે તેનું માતત્વ લોપ કર્યું, શામાટે તેની વ્યાખ્યા હૃદય-

રઘુપતિ જરા હસીને બોલ્યો, "ત્યારે તો બલિદાનની રીતિ એકદમ કાઢી નાખવી જોઇએ ?"

જયસિંહ નાની ઉમ્મરથી દરરોજ બલિદાન જોતો આવ્યો હતો, એટલે મંદિરમાં અપાતું બલિદાન કોઇ કાળે બંધ થઇ શકે અથવા બંધ થવા જેવું છે એવી વાત કોઇ રીતે તેના મનમાં આવતી નહોતી. એટલુંજ નહિ પણ આ વાતનો વિચાર કરવામાં પણ તેના હૃદયમાં આઘાત લાગતો હતો, એ વાસ્તે રઘુપતિના બોલવાના જવાબમાં જયસિંહે કહ્યું, "તે જૂદી વાત છે. તેનો બીજો કંઇ પણ અર્થ છે. તેમાં તો કંઇ પાપ નથી. પરંતુ ભાઈ ભાઇની હત્યા કરે? મહારાજ ગોવિંદમાણિક્યનો–મહારાજ, તમને પગે પડીને પૂછું છું; મને ઠગશો ના ખરેખર, શું માતાએ સ્વપ્નામાં કહ્યું છે. રાજરક્ત નહિ મળે તો તેની તૃપ્તિ નહિ થાય ?"

રઘુપતિ જરા મૂંગો રહ્યા પછી બોલ્યો, "ખરૂં ન હોય તો હું શું ખોટુ બોલું છું ? તું શું મારા ઉપર અવિશ્વાસ રાખે છે?"

જયસિંહ રઘુપતિને પગે પડીને બોલ્યો, "ગુરૂમહાજના ઉપર મોટો વિશ્વાસ શિથિલ ન થાય એવું હું ઇચ્છું છું. પરંતુ નક્ષત્રરાયનો જન્મ પણ રાજકુળમાંજ છે."

રઘુપતિ બોલ્યો, "દેવતાઓનું સ્વપ્નું ઇંગિત માત્ર છે; બધી વાત બોલાતી નથી, ઘણીક વાતો સમજી લેવી પડે છે. સ્પષ્ટ જણાય છે, ગોવિંદમાણિક્યના ઉપર દેવીનો અસંતોષ થયો છે, અસંતોષનું સંપૂર્ણ કારણ પણ થયું છે. એટલા માટે જ્યારે દેવીએ રાજરક્ત ઠરવ્યું છે ત્યારે સમજાય છે કે તે ગોવિંદમાણિક્યનુંજ રક્ત છે."

જયસિંહ બોલ્યો, "તે જો ખરૂં હોય તો હુંજ રાજરક્ત આપીશ, નક્ષત્રરાયને પાપથી લિપ્ત કરીશ નહિ."

રઘુપતિએ કહ્યું, "દેવીનો હુકમ પાલન કરવામાં કંઈ પાપ નથી."

જયસિંહ બોલ્યો, "પુણ્ય તો છે મહારાજ! તે પુણ્ય હુંજ મેળવીશ."

રઘુપતિ બોલ્યો, "આમ છે તો હું તને ખરી વાત કહું છું બેટા. મે

તને નાનપણથી પુત્ર જેવો ગણી સંભાળથી મારા જીવની પેઠે જાળવી પાસ્યો છે. હું તને ગુમાવવા ઇચ્છતો નથી. નક્ષત્રરાય જો ગોવિંદમાણિક્યને મારી નાંખીને રાજા થાય, તો કોઇ તેમાં એક પણ બોલ કહેશે નહિ— પણ જો તું રાજાના શરીર ઉપર હાથ નાંખે તો તને જીવતો મૂકે નહિ. પછી તું મને ક્યાંથી મળે."

જયસિંહે કહ્યું, "મારા સ્નેહથી ? પિતા, હું નકામા સરખો છું, મારા સ્નેહથી તમે એક કીડીની પણ હાનિ કરી શકશો નહિ. મારા ઉપરના સ્નેહથી તમે જો પાપમાં લિપ્ત થાઓ, તો તમારો તે સ્નેહ હું વધારે દહાડા ભોગવી શકીશ નહિ, તે સ્નેહનું પરિણામ કદી સારૂં નીપજવાનું નથી."

રઘુપતિ જલદીથી બોલ્યો, "ઠીક, ઠીક, તે વાત પછી કહીશ. કાલે નક્ષત્રરાય આવ્યા પછી કોઈ જાતનો બંદોબસ્ત કરીશું.

જયસિંહે મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી કે હુંજ રાજરક્ત લાવીશ. માતાના નામથી, ગુરૂના નામથી ભ્રાતૃહિંસા થવા દઇશ નહિ.

---

## પ્રકરણ ૭ મું.

જયસિંહને આખી રાત ઊંઘ આવી નહિ. ગુરૂની સાથે જે વાત સંબંધી ચર્ચા થઇ હતી તે વિચારતાં વિચારતાં તેની બહુ શાખા પ્રશાખા થવા લાગી. ઘણો ખરો વખત આપણે તાબે છે, પણ આપણે તેને તાબે હોઇએ તેમ લાગે છે. વિચારના સંબંધે પણ એ વાત લાગુ પડે છે. જયસિંહના મનમાં અનિવાર્ય વેગથી એવી બધી વાતો આવવા લાગી કે, જેથી તેના નાનપણના વિશ્વાસના મૂળમાં લાગટ ધક્કો પહોંચવા લાગ્યો. જયસિંહ પીડિત ક્લિષ્ટ થવા લાગ્યો; પરંતુ દુસ્વપ્નાની પેઠે વિચાર કોઈ રીતે ખસતા નહોતા. જે કાળીને જયસિંહ આટલી મુદતથી મા તરીકે જાણતો હતો, ગુરૂ મહારાજે આજે શામાટે તેનું માતૃત્વ લોપ કર્યું, શામાટે તેની વ્યાખ્યા હૃદય-

હીન શાક્ત તરીકે કરી ?શક્તિનો સંતોષ શો, વળી અસંતોષ શો? શક્તિની વળી આંખ ક્યાં? કાન વળી ક્યાં છે? શક્તિ તો મહારથની પેઠે પોતાનાં હજારો ચક્રની નીચે જગતને કચરીને ઘર્ઘર અવાજ કરતી જાય છે. ધારી ધારીને કોણ તેની નીચે પડીને ચૂર્ણ થાયછે, તેના ઉપર ચઢીને કોણ ઉત્સવ કરેછે, તેની નીચે પડીને કોણ બૂમો પાડે છે, કોણ જાણે છે ?—તેનો શું કોઈ સારથિ નથી? પૃથિવીના મૂગા અસહાય ભયભીત જીવોનું લોહી કાઢીને કાળરૂપિણી નિષ્ઠુર શક્તિની તૃષ્ણા નિવારણ કરવી, એ શું મારૂં વ્રત છે? શા માટે ? તે તો પોતાનું કામ પોતેજ કરેછે. તેનો દુકાલ છે, રેલ છે, ભૂમિકંપ છે, કોલેરા છે, અગ્નિ દાહ છે, નિર્દય માનવ હૃદયમાં રહેલી હિંસા છે, ત્યારે મારૂં એ વ્રત શા માટે ? ના ના, મને તેની શી જરૂર છે?"

તેને બીજે દહાડે પ્રભાત થયું તે અતિ મનોહર પ્રભાત છે. વરસાદનો અંત આવ્યો છે. પૂર્વ તરફ મેઘ નથી. સૂર્યકિરણ જાણે વરસાદના પાણીથી ધોવાઇને સ્નિગ્ધ થયાં છે. દષ્ટિબિંદુ તથા સૂર્ય કિરણથી દશે દિશાઓ ઝળકે છે. શુભ્ર આનંદ પ્રભા; આકાશમાં, મેદાનમાં, અરણ્યમાં, નદીસ્રોતમાં વિકાસિત થઇ છે. સેંકડો કમળ ખીલી રહયાં છે. નીલ આકાશમાં સમડીઓ તરતી જાયછે. ઇન્દ્રધનુષ્યના તોરણ નીચે થઇને બગલાનું ટોળું ઉડે છે. વન વાગોળો એક ઝાડ પરથી બીજા ઝાડપર દોડાદોડી કરે છે. એક બે સસલાં ઘણાં બ્હીતાં, સચકિત ઝાડીમાંથી બહાર નીકળીને વળી આ શું છે શોધે છે. બકરાં તથા મેઢાનાં બચ્ચાં અતિ વિકટ પહાડ ઉપર ચડીને ઘાસ ચરી ખાય છે. ગાયો આનંદભેર મેદાનમાં ફરે છે. ગોવાળીઆ ગાન કરે છે. બગલમાં ગાગર ઘાલીને જતી સ્ત્રીઓના છેડા ઝાલીને છોકરાં તેમની પાછળ નીકળ્યાં છે. વૃદ્ધો પૂજાને માટે ફૂલ વીણે છે. ન્હાવા માટે નદીપર આજે પુષ્કળ માણસો એકઠાં થયાં છે. તેઓ શાંત મધુર સ્વરે વાતચીત કરે છે. નદીના કલકલ ધ્વનિનો પણ વિરામ નથી. અષાડ મહિનો છે. પ્રભાતમાં આ જીવમયી આનંદમયી ધરતીની તરફ જોઇ લાંબો નિશ્વાસ નાખીને જયસિંહ મંદિરમાં પેઠો.

જયસિંહે પ્રતિમાની સામું જોઇને હાથ જોડીને કહ્યું, "શામાટે મા, આજે આટલાં અપ્રસન્ન છો ? એક દહાડો તમારાં પ્રાણીનું લોહી તમે જો-વા પામ્યાં નથી તેથી આટલાં દિલગીર છો ! મારા હૃદય તરફ જુઓ, ભક્તિની શું કંઇ ખોટ જૂઓ છો ? ભક્તનું હૃદય મળ્યાથી શું તમે તૃપ્ત થશો નહિ, નિરપરાધીનું લોહી શું ચાહો છો ? ઠીક છે મા, ખરેખરૂં કહો જોઇએ, પુણ્યવાનદેહ ગોવિંદ માણિક્યને પૃથિવીમાંથી લઇને તેને સ્થાને અહિં શું દાનવોનું રાજ્ય સ્થાપવાની તારી મતલબ છે ? તારે શું રાજરક્ત જોઇએ છે ? તારા બોલ હું નહિ સાભળું ત્યાં સુધી હું રાજાની હત્યા કદી પણ થવા દઈશ નહિ, હું તેમાં હરકત નાંખીશ. કહો એ ખરૂં છે કે નહિ."

એકાએક નિર્જન મંદિરમાંથી શબ્દ સંભળાયો, "હા" જયસિંહે ચમકીને પછવાડે જોયું તો કોઇને પણ ત્યાં દીઠો નહિ. તેને લાગ્યું કે છાયાની પેઠે કંઇ ચાલ્યું ગયું. અવાજ ઉપરથી તેના મનમાં આવ્યું કે તે મારા ગુરૂનો અવાજ હોવો જોઇએ. વળી તેણે ધાર્યું કે માતાએ તેને પોતાના ગુરૂના અવાજથી હુકમ કર્યો હોય એ સંભવે છે. તેના રૂંવાડાં ઉભાં થયાં. તેણે પ્રતિમાને નીચા પડીને પ્રણામ કર્યા. હથિયાર બદ્ધ થઇને બહાર નીકળ્યો.

---

## પ્રકરણ ૮ મું.

ગોમતી નદીની દક્ષિણ તરફ એક ઠેકાણેનો પહાડ ઘણો ઉચ્ચો છે. વર્ષાદની ધારાએ તથા નાના પાણીના ઝરાએ આ ઉંચી જમીનમાં નાના પ્રકારની ગુફા તથા ગહ્વર બનાવી તેને વિભકત કરી મૂકી છે. કંઇક છેટે લગભગ અર્ધચંદ્ર જે-આકારવાળી જમીન બનેલી છે અને મોટા મોટા શાલના ઝાડોએ બીજી જાતનાં ઝાડોએ આ જમીનના સેંકડો ટુકડાને ઘેરી રાખ્યા વચમાંની આ જમીનમાં મોટું ઝાડ એક પણ નથી. કેવળ ઠેકઠેકા

ઉપર નાનાં નાનાં શાલનાં ઝાડ છે તે વધવા પામતાં નથી. વળીને કાળાં થઇ ગયાં છે. ઘણા પથરાઓ જ્યાં ત્યાં પડેલા છે. એકએક બબ્બે હાથ પહોળા નાના નાના પાણીના પ્રવાહે સેંકડો જગાએ વાંકાચૂકા રસ્તાપર ફરતા મળતા વિભક્ત થઇને નદીમાં જઇને મળે છે. એ જગા ઘણી નિર્જન છે–અહિંનું આકાશ ઝાડથી ઢંકાયેલું નથી. અહિંથી ગોમતી નદી અને તેને બીજે કાંઠે વિચિત્ર રંગનાં અનાજનાં ખેતરો ઘણે છેટે વિસ્તાર થયલાં દીઠામાં આવે છે. દરરોજ સવારે રાજા ગોવિંદ માણિક્ય અહિં ફરવા આવતો હતો, તેની જોડે એકે સોબતી અથવા એકે નોકર આવતો નહોતો. માછીમારો કોઇ કોઇ વખતે ગોમતીમાં માછલાં પકડવા આવતા તે છેટેથી જોતા હતા, સૌમ્યમૂર્ત્તિ રાજા યોગીના પ્રમાણે સ્થિર ભાવથી આંખ મીંચીને બેઠો છે. તેના મુખપર પ્રભાતની જ્યોતિ હતી કે તેના આત્માની જ્યોતિ હતી તે સમજાતું નહોતું. આજકાલ વર્ષાઋતુ હોવાથી દરરોજ અહિં આવી શકતો નહોતો, પણ જે દહાડે વર્ષાદ આવવાનાં ચિન્હ જણાતાં નહોતાં, તે દહાડે તે પેલા નાના તાતાને જોડે લઇને આવતો હતો.

તાતાને તાતા કહેવાની ઇચ્છા રાજાને થતી નથી. જેના મોંથી તાતા બોધન થતું હતું તે તો હવે આ દુનિયામાં નથી. વાંચનાર તમારે મન તાતા શબ્દનો કંઇ અર્થ નથી, પણ જ્યારે હાસી સવારે શાલવનમાં તેની ચેષ્ટા કરવાને શાલના ઝાડની ઓથે છુપાઇને પોતાના સુમિષ્ટ તીક્ષ્ણ સ્વરથી તાતા કહીને બોલાવતી હતી અને જાણે તેનો જવાબ આપતી હોય તેમ ઝાડે ઝાડે કોયલ બોલતી હતી—છેટેના જંગલમાંથી પ્રતિધ્વનિ પાછો આવતો હતો, ત્યારે એ તાતા શબ્દ, અર્થથી પરિપૂર્ણ થઇને કાનમાં ફેલાતો હતો, ત્યારે તે તાતા સંબોધન એક બાલિકાના નાના હૃદયનો અતિ કોમળ સ્નેહનો માળો ત્યાગીને પક્ષીની પેઠે આકાશની તરફ ઉડી જતું હતું–ત્યારે તે એક સ્નેહસિક્ત મધુર સંબોધન પ્રભાતના પક્ષીઓનાં ગાયન લૂંટી લેતું હતું–પ્રભાત–પ્રકૃતિના આનંદમય સૌન્દર્યની સાથે એક નાની બાલિકાના આનંદમય સ્નેહનું ઐક્ય દેખાડતું હતું.–હમણાં તે છોકરી નથી–બાળક છે; પણ તાતા નથી,

બાળક, આ સંસારમાંના હજારો માણસોનો છે, હજારો વિષયોનો છે, પણ તાતા કેવળ માત્ર તે બાલિકાનોજ છે.

મહારાજ ગોવિંદ માણિક્ય આ બાળકને ધ્રુવ કરીને બોલાવતો હતો, અમે પણ તેજ નામથી હવે બોલાવીશું.

મહારાજ પહેલાં એકલા ગોમતીના કાંઠા ઉપર આવતા હતા, હમણાં તેઓ ધ્રુવને પોતાની જોડે લાવતા હતા. તેની પવિત્ર સરળ મુખછબિમાં તે દેવલોકની છાયા જોતો હતો. મધ્યાહ્ને સંસારની જાળમાં રાજા જ્યારે વેશ કરતો હતો, ત્યારે વૃદ્ધ બુદ્ધિમાનનો મંત્રીઓ તેને ઘેરીને ઉભા રહેતા, તેને સલાહ આપતા હતા, અને પ્રભાત થતાંજ એક બાળક તેને સંસારની બહાર લઇ આવતો હતો, તેની મોટી મોટી નીરવ આંખોની સામે વિષય- ની હજારો કુટિલતા સંકુચિત થઇ જતી હતી, બાળકનો હાથ ઝાલીને મહા- રાજ આખા જગતૂના મધ્યવર્તી અનંત પરમેશ્વરની તરફ પ્રસાહિત એક ઉદાર સરળ ફેલાયલા રાજમાર્ગમાં જઇને ઉભો રહેતો હતો. ત્યાં અનંત સુ- નીલ આકાશરૂપી ચંદરવાની નીચે વિશ્વ બ્રહ્માંડની મહાસભા જોવામાં આ- વતી હતી, ત્યાં ભૂલોક ભૂવર્લોક સ્વર્ગલોક, સપ્તલોકનાં સંગીતનો આભાસ સંભળાતો હતો, ત્યાં સરળ માર્ગમાં બધું સરળ સહજ શોભાયમાન જણાતુ હતું, કેવળ અગ્રેસર થવાને ઉત્સાહ આવતો હતો, ચિંતા, અસુખ, અશાંતિ દૂર થઇ જતી હતી. મહારાજ આજ પ્રભાતમાં નિર્જન વનમાં નદી કાંઠે, ખુલ્લા આકાશમાં એક બાળકના પ્રેમમાં નિમગ્ન થઇને અસીમ પ્રેમસમુદ્ર- નો માર્ગ જોતો હતો. મહદ્ભાવના ! શુદ્ધભાવના ! તારો મહિમા અપાર છે.

ગોવિંદ માણિક્ય ધ્રુવને ખોળામાં લઇને તેને ધ્રુવોપાખ્યાન સંભળા- વતો હતો, તે કંઇ સમજતો નહોતો, પણ રાજાની ઇચ્છા ધ્રુવને મોંએથી કાલું કાલું ધ્રુવોપાખ્યાન પાછું સાંભળવાની હતી.

કહાણી સાંભળતાં સાંભળતાં ધ્રુવ બોલ્યો, "હું વનમાં જઇશ."

રાજા બોલ્યો, "શું કરવાને વનમાં જઇશ?"

ધ્રુવ બોલ્યો, "હરિને જોવા જઇશ."

રાજા બોલ્યો, "આપણે તો વનમાં આવ્યા છીએ, હરિને જોવા આવ્યા છીએ,"

ધ્રુવ બોલ્યો, "હરિ ક્યાં છે?"

રાજાએ જવાબ દીધો, "અહિંયાંજ છે."

ધ્રુવે કહ્યું, "બહેન ક્યાં છે" આવું કહીને તેણે ઉઠીને ઉભા થઇને પછવાડે જોયું—તેના મનમાં આવ્યું કે બહેન પહેલાંની માફક પછવાડેથી એકદમ મારી આંખ ઢાંકવા માટે આવે છે, કોઇને ન જોતાં ડોક નીચી કરીને આંખ ઉંચી કરીને તેણે પૂછ્યું, "બહેન ક્યાં છે?"

રાજા બોલ્યો, "હરિ તારી બહેનને બોલાવી લઇ ગયો છે."

ધ્રુવ બોલ્યો, "હરિ ક્યાં છે?"

રાજાએ કહ્યું, "તેને બોલાવ બેટા, તને પેલું ગાયન શીખવ્યું હતું તે કહે જોઇએ."

ધ્રુવ ડોલતો ડોલતો બોલવા લાગ્યો.

'હ'યે 'લ'યે 'ડ'યે 'દ'યે ઉલટપાલટ કરીને અડધા શબ્દ મોંમાં રાખીને અડધા શબ્દ ઉચ્ચારણ કરીને ધ્રુવે ડોલતાં ડોલતાં સુધામય કંઠથી ગાયન ગાયું. તે સાંભળીને રાજાનો પ્રાણ આનંદમાં નિમગ્ન થઇ ગયો. પ્રભાત બમણું મધુર થઇ પડ્યું. ચારે બાજૂએ નદી કાનન તરુલતા હસવા લાગ્યાં. કનક સુધાસિક્ત નીલાકાશમાં મહારાજ કોઇનું અનુપમ સુન્દર હસતું મુખ જોવા પામ્યો. જેમ ધ્રુવ તેના ખોલામાં બેઠો છે, તેમ તેને પણ કોણ જાણે કોઇએ બાહુ પાશમાં લઇ ખોલામાં ઉપાડી લીધો હોયને! તેમ તે પોતાને પોતાની ચારે બાજૂના બધાંને, અને વિશ્વ ચરાચરને કોઇના ખોળામાં જોવા લાગ્યો. તેનો આનંદ તથા પ્રેમ સૂર્ય કિરણની પેઠે દશે દિશાઓમાં ફેલાયો અને તેથી તેનું હૃદયાકાશ ભરાઇ ગયું.

એવામાં હથિયારથી સજ થયેલો જયસિંહ એકદમ ગુફામાંથી રાજાની સામે આવી ઉભો, રાજાએ તેને કહ્યું, "આવ જયસિંહ આવ." રાજા તે વેળાએ બાળકની સાથે બાળક થયો હતો, તેની રાજ મર્યાદ તે વેળાએ નહોતી.

જયસિંહે રાજાને પ્રણામ કર્યા. રાજા તેને નમસ્કાર કરીને બોલ્યો, "જય-સિંહ તમેજ મારા પ્રણામને લાયક છો. તમારો રાજવશંમાં જન્મ છે, તમે ક્ષત્રિયછો."

જયસિંહ બોલ્યો, "મહારાજા એક વિનંતિ કરવાની છે."

રાજા બોલ્યો, "કહો તમારે શું કહેવાનું છે?"

જયસિંહ બોલ્યો, "મા તમારા ઉપર અપ્રસન્ન થયાં છે!"

રાજાએ સવાલ કર્યો, "શા માટે, મેં તેમના અસંતોષનું શું કામ કર્યું છે?"

જયસિંહે જવાબ આપ્યો, "આપે બલિદાન આપવું બંધ કરીને દેવીની પૂજામાં હરકત નાખી છે."

રાજા બોલ્યો, "શા માટે એ હિંસાની લાલચ! આજે આ સુમધુર પ્રભાતમાં શા માટે આ હિંસાનો ઉચ્છવાસ, જુઓ! માના ખોળામાં બધા પ્રાણીઓ કેવા આરામથી નિઃશંક આનંદથી વિચરણ કરેછે, એ ખોળામાં ત્રાસ શોક અને હાહાકાર કરીને—એ માના ક્રોડમાં સંતાનનું રક્તપાત કરીને—તમે માને પ્રસન્ન રાખવા ઇચ્છો છો? જગતની શાંતિ નાશ કરવામાં શા માટે આટલી વાસના રાખો છો? શા માટે હિંસારૂપી વિષકંટકના મૂળ-માં પ્રાણીનું લોહી રેડીને તેને વધારો છો? ક્યાં કરૂણાનું કલ્પતરૂ, ક્યાં પ્રેમનું પારિજાત!"

જયસિંહ ધીરે ધીરે રાજાના પગ પાસે આવીને બેઠો. ધ્રુવ તેની તર-વાર લઇને રમવા લાગ્યો.

જયસિંહ બોલ્યો, "મહારાજ, શાસ્ત્રમાં બલિદાન કરવાનું શા માટે કહ્યું છે?"

રાજા બોલ્યો, "શાસ્ત્રનું કહેવું કોણ પાળેછે! પોતાની પ્રવૃત્તિ પ્રમા-ણે બધા શાસ્ત્રની વ્યાખ્યા કરેછે. જ્યારે કાળીની સામે ખરાડા પાડતા અ-સહાય પ્રાણીનું બલિદાન કરવામાં આવે છે,—તે બલિનુ લોહી આખે શરીરે ચોપડીને જ્યારે બધા ઉત્કટ ચીત્કારથી, ભીષણ ઉલ્લાસથી, આં-

ગણુમાં નાચે છે—ત્યારે શું તેઓ માતાની પૂજા કરે છે!—નહિ પોતાના હૃદયમાં જે હિંસા રાક્ષસી હોયછે, તે રાક્ષસની પૂજા કરે છે, તે રાક્ષસીને મા કહેછે, તે રાક્ષસીને લોહી પીવાડીને પરિપુષ્ટ કરે છે! હિંસાની પાસે બળિદાન આપવું એમ શાસ્ત્રમાં કહ્યું નથી, હિંસાને બલિદાન આપવું એમ શાસ્ત્રમાં કહ્યું છે શું?"

જયસિંહ ઘણી વાર સૂધી મૂંગો બેઠો. ગઇ રાતથી તેના મનમાં પણ આવા ઘણાક વિચારો ઘોળાયા હતા. આખરે તે બોલ્યો, "મેં માતાના મોંથી સાંભળ્યું છે, એ વિષે મને કંઇપણ સંદેહ થતો નથી. તેણે પોતે કહ્યું હતું કે હું મહારાજનું લોહી ઇચ્છું છું" આવું કહીને જયસિંહે પ્રભાતનો મંદિરનો બનાવ રાજાને કહ્યો. આથી રાજા હસીને બોલ્યો, "એ તો માતાનો હુકમ નથી, એ રઘુપતિનો હુકમ છે. રઘુપતિએજ ઓઠે રહીને તમારા બોલવાનો જવાબ દીધો છે."

રાજાના મોંથી આ વાત સાંભળીને જયસિંહ એકદમ ચમકી ગયો, તેના મનમાં પણ આવો શક એકવાર ઓચિંતો ઉત્પન્ન થયો હતો, પણ પાછો વિજળીની પેઠે જતો રહયો હતો. રાજાના આ બોલથી તે શક વળી વધારે મજબૂત થયો. આથી જયસિંહ ઘણોજ દુ:ખિત થઇને બોલ્યો, "મહારાજ, મને ધીરે ધીરે થોડા શકપરથી વધારે શકમાં લઇ જશો ના, મને કિનારા ઉપરથી ગગડાવીને સમુદ્રમાં નાખાશો ના, તમારા બોલવાથી મારી ચારે બાજૂએ કેવળ અંધકાર વધે છે, મારો જે વિશ્વાસ, જે ભક્તિ હતી તે રહેવા દો તેને બદલે હું આ અંધારૂં ઇચ્છતો નથી. માનોજ હુકમ હો કે ગુરૂનો હુકમ હો તે એક સરખું છે તે હું પાળીશ." આમ કહીને વેગથી ઉઠીને પોતાની તરવાર મ્યાનમાંથી કાઢી, તરવાર સૂર્યના કિરણથી વિજલીના જેવી ઝળકવા માંડી. એ જોઇને ધ્રુવ મોટે અવાજે રોઇ પડયો, તેણે તેના નાના થ રાજાને વીટાલીને તે તેને સજ્જડ પકડી રહ્યો, રાજાએ જયસિંહ-નહિ જોતાં ધ્રુવને છાતી સરસો ચાંપીને પકડયો.

જયસિંહે તરવાર છેટેનાંખી દીધી. ધ્રુવના વાંસા ઉપર હાથ ફેરવીને

બોલ્યો. "બેટા, કંઇ ડરતો ના, કંઇ ડરતો નહિ, હું જાઉ છું. તું આ મોટા આશ્રયમાં રહે. આ વિશાળ છાતી ઉપર વિરાજ, તને કોઇ વિછિન્ન કરશે નહિ." આવું કહીને રાજાને પ્રણામ કરીને તે જવા નીકળ્યો. એકદમ કંઈ વિચાર સૂજ્યાથી પાછો આવીને બોલ્યો, "મહારાજ તમને મારે ચેત કરવા જોઇએ, તમારો ભાઇ નક્ષત્રરાય તમારો નાશ કરવાની તદબીરમાં ફરે છે. અશાડ વદી ૧૪ ને રોજ ચઉદ દેવતાની પૂજાની રાત્રિએ તમે સાવચેત રહેજો."

રાજા હસીને બોલ્યો, "નક્ષત્ર કોઇ રીતે મને વધ કરી શકશે નહિ, તે મને ચાહે છે." જયસિંહ વિદાય થઇ ગયો.

રાજા ધ્રુવની તરફ જોઇને ભક્તિભાવથી બોલ્યો, "તેંજ આજે ધરતીની રક્ષા કરી, રક્તપાન થવા દીધો નથી આ કારણથી તને તારી બ્હેને રાખ્યો છે." એવું કહીને તેણે ધ્રુવના આંસુવાળા ગાલ લ્હોયા.

ધ્રુવ ગંભીર મુખથી બોલ્યો, "બ્હેન ક્યાં છે?"

એવામાં મેઘે આવીને સૂર્યને ઢાંક્યો; નદીના ઉપર કાળી છાયા પડી; દૂરનું જંગલ પણ મેઘના જેવું કાળું થઈ ગયું. વરસાદ પડવાનાં લક્ષણ જોઇને રાજા પોતાના મહેલ તરફ પાછો આવ્યો.

---

## પ્રકરણ ૯ મું.

મંદિર ઘણે છેટે નહોતું. જયસિંહ વિજન નદીને કિનારે કિનારે ફરતો ફરતો ધીરે ધીરે મંદિરની તરફ ચાલ્યો. ઘણા વિચારો તેના મનમાં થવા લાગ્યા. એક જગાએ નદીના કાંઠાપરના ઝાડની નીચે બેઠો. બે હાથમાં ઉપર ઢાંકીને વિચાર કરવા લાગ્યો "શક મનમાંથી જતો નથી. કોણ મારો શક કાઢશે? કોણ આજે આ સારૂં છે કે ખરાબ છે તે મને સમજાવશે? સંસારના હજારો લાખો રસ્તાની મોહમાયામાં ઉભો રહીને કોને

પૂછું કે કિયો ખરેખરો રસ્તો છે ! મેદાનમાં હું આંધળો એકલો ઉભો છું. આજે મારી દૃષ્ટિ જતી રહી છે." જ્યારે જયસિંહ ઝાડની નીચેથી ઉભો થયો, ત્યારે વરસાદ પડવાનો આરંભ થયો. વરસાદમાં ભીંજાતો ભીંજાતો મંદિરની તરફ ચાલ્યો. ત્યાં જઇને જુએ છે તો પુષ્કળ માણસો ગડબડ મચાવતાં મંદિરની તરફ ટોળાબંધ થઈને આવે છે.

કોઇ ડોસો કહેછે, "બાપ દાદાના વખતથી આવું ચાલતું આવ્યું છે તે તો હું જાણું છું. આજે રાજાની બુદ્ધિ શું તેઓને પણ છોડીને આગળ વધી!"

કોઇ જુવો કહેછે, "હવે મંદિરમાં આવવાની ઇચ્છા થતી નથી. પૂજાની પહેલાંની જેવી ધામધૂમ નથી."

કોઇએ કહ્યું "આ જાણે નવાબનું રાજ્ય હોયને એવું થયું છે." તેના કહેવાનો ભાવાર્થ એ હતો કે બલિદાન આપવાના સંબંધમાં ઉલટો વિચાર એક મુસલમાનના મનમાં જન્મી શકે, પણ એક હિંદુના મનમાં ઉત્પન્ન થાય એ ઘણું આશ્ચર્ય છે. સ્ત્રીઓ કહેવા લાગી, "આ રાજ્યમાં કાંઇ વિઘ્ન થશે."

એક જણાએ કહ્યું, "પૂજારી મહારાજે તો કહ્યું છે કે મા પોતે સ્વપ્નામાં કહેછે કે ત્રણ મહિનામાં એ દેશ ઉજાડ થઇ જશે."

હાધો બોલ્યો, "જૂઓ, મોઉર આજે દોઢ વર્ષથી માંદો છતાં તે જીવતો હતો, બલિદાન આપવું બંધ થયાથી તરત તે મરી ગયો."

ક્ષાત્ર બોલ્યો, "એટલુંજ નથી, વળી મારો શાળો ! એમ હશે એમ કોણ જાણતું હતું ! ત્રણ દહાડાનો તાવ. જેવી વૈદ્યની ગોળી ખાધી કે તરત આંખ ફરી ગઇ." શાળાના શોકથી અને રાજ્યના અમંગળની આશંકાથી ક્ષાત્ર દુ:ખિત થઇ ગયો.

તિનકડી બોલ્યો, "તે દહાડે મધુર હાટિના ગંજમાં આગ લાગી હતી એક પણ ઝુંપડું બચ્યું નહિ."

ચિંતામણિ ખેડુતે પોતાના એક ખેડુત સોબતીને કહ્યું, "આટલું શા-

માટે કહો છો, જૂઓને આ વર્ષે જેવું અનાજ સસ્તું થયું છે એવું કોઇ વર્ષે થયું નહોતું. આ વર્ષે ખેડુતના નસીબમાં શું શું છે તે કોણ જાણે છે ?"

બલિદાન બંધ થયા પછી અને પહેલાં પણ જેની જે કંઇ નહિ. થઇ હતી તે સર્વનું કારણ સૌએ બલિદાન બંધ થવાનું છે તેજ બતાવ્યું એવો બધાંનો મત થયો એ મત કોઇ રીતે ફર્યો નહિ ખરો; પણ બધા રહ્યા તો દેશમાં જ !

જયસિંહ વિચારમાં હતો તેથી તેના ઉપર કંઈ પણ ધ્યાન નહિ લગાડતાં તે મંદિરમાં આવી પહોચ્યો, તેણે આવીને જોયું કે રઘુપતિ કરીને મંદિરની બહાર આવીને બેઠો છે.

ઝડપથી રઘુપતિની પાસે જઇને જયસિંહે દિલગીરી ભરેલા તો પણ દૃઢ અવાજથી તેને પૂછયું, ગુરૂજી, ગુરુજી, માનો હુકમ લેવા માટે આજે પ્રભાતમાં જ્યારે મેં માને સવાલ પૂછયો હતો, ત્યારે તેનો જવાબ તમે કેમ આપ્યો હતો ?"

રઘુપતિ જરા ગભરાઇને બોલ્યો, " માતા તો મારી મારફત પોતાનો હુકમ ફેલાવે છે, તે પોતાના મોંથી તો કંઇ કહેતી નથી."

જયસિંહ બોલ્યો, " તમે સામે આવીને કેમ કહ્યું નહિ? ઓથામાં છૂપાઇને મને શામાટે ઠગ્યો ?"

રઘુપતિ ગુસ્સે થઇને બોલ્યો, " ચુપ રહે. હું શો વિચાર કરીને શું કરૂં છું તે તું શું સમજે ? બકવાદ કરનારની પેઠે જે મોંમાં આવે તે બોલતો ના હું જે હુકમ આપું તે પ્રમાણે તારે કરવું જ જોઈએ. કંઈ પણ સવાલ પૂછતો ના !"

જયસિંહ મૂગો રહ્યો. તેનો સંદેહ વધ્યો પણ ઓછો થયો નહિ. થોડીવારે તે બોલ્યો, " આજે સવારે મેં માતાની પાસે કહ્યું હતું કે તે પોતે પોતાના મોંથી મને હુકમ ન કરે ત્યાંસુધી હું કદીપણ રાજહત્યા થવા દઇશ નહિ; ઉલટો તેમાં હું હરકત પુગાડીશ. જ્યારે મેં ખાતરીપૂર્વક જાણ્યું કે માતા હુકમ આપતી નથી, ત્યારે મહારાજાની પાસે નક્ષત્રરાયનો સંકલ્પ જાહેર કરવો પડયો, તેને મેં સાવચેત રહેવાનું કહ્યું છે."

રઘુપતિએ થોડીવાર સુધી મૂગો રહી પછી ઉછળતા ક્રોધને શાંત કરીને દૃઢ સ્વરથી જયસિંહને કહ્યું, "મંદિરમાં આવ."

બેઉ મંદિરમાં ગયા.

રઘુપતિએ કહ્યું, "માતાના પગને અડકીને સોગન ખા કે અશાડ વદી ૧૪ ને દિવસે હું રાજરક્ત લાવીને આ ચરણમાં ઉપહાર આપીશ."

જયસિંહ માથુ નીચે ઘાલીને થોડો વખત મૂગો રહયો. પછી તેણે એક વાર ગુરૂના મોં સામુ ને એક વાર પ્રતિમાના મોં સામું જોયું. પ્રતિમાનો અડકીને ધીરે ધીરે તે બોલ્યો, "અશાડ વદી ૧૪ને દિવસે હું રાજરક્ત લાવીને આ ચરણમાં ઉપહાર આપીશ."

---

## પ્રકરણ ૧૦મું.

મહેલમાં આવીને મહારાજા નિયમિત રાજ કાર્ય કરવા લાગ્યો. પ્રાતઃકાલનું સૂર્યનું અજવાળુ ઘેરાઇ ગયું છે. મેઘની છાયામાં દિવસ વળી અંધકારમાં આવ્યો છે. મહારાજા ઘણા વિચારમાં છે. રોજ રાજસભામાં નક્ષત્રરાય હાજર રહેતો હતો, આજે તે આવ્યો નહોતો. રાજાએ તેને તેડવા માટે માણસ મોકલ્યો, તેણે કહાવી મોકલ્યું કે મારે શરીરે સારૂં નથી. રાજા પોતે નક્ષત્રરાયના ઓરડામાં ગયો. નક્ષત્ર મોં ઉંચુ કરીને રાજાની સામું જોઇ શક્યો નહિ. એક લખેલો કાગળ લઇને કામમાં ગુંથાયલો છું એવું બહાનું કાઢયું રાજા બોલ્યો, "નક્ષત્ર, તને શું થાય છે? તને શું અસુખ થયું છે?

નક્ષત્ર કાગળને આમ તેમ ફેરવતો હાથની વીંટીની તરફ જોઇને બોલ્યો, "અસુખ? નહિ અસુખ કંઇ નથી—ઠીક નથી—આ, જરા કામ હતું-હા હા અસુખ થયું હતું-જરા અસુખ જેવું, છે ખરૂં."

નક્ષત્રરાય ઘણો અધીરો થઇ પડયો, ગોવિંદ માણિક્ય ઘણા ખેદિરે

મુખે નક્ષત્રના મોં સામું જોઇ રહ્યો. તે વિચાર કરવા લાગ્યો, હાય હાય, સ્નેહના માળામાં પણ હિંસા પેઠી છે, તેને સાપની પેઠે છૂપાવવા ચ્હાય છે, મુખ દેખાડવા ચ્હાતો નથી. આપણા જંગલમાં શું મારી-ખાનારાં જનાવરો નથી, આખરે શું માણસ માણસનો ડર રાખે, ભાઇ ભાઇની પાસે જઇને નિઃશંકચિત્તથી બેસી શકે નહિ? આ મારો ભાઇ! એની સાથે દરરોજ એક ઘરમાં રહું છું, એક આસનપર બેસું છું, હસતે ચ્હેરે વાતચીત કરૂં છું, પણ એ મારી પાસે બેસીને મનમાં તરવારની ધાર છુપાવી રાખતો જણાય છે! ગોવિંદ માણિક્યને મને આ વખતે સંસાર હિંસ્રજંતુ પૂર્ણ જંગલના જેવું જણાવા લાગ્યો. ઘનઘોર અંધારામાં ચારે બાજૂએ કેવળ દાંત તથા નખની છટા જોવા લાગ્યો. લાંબો શ્વાસ ખેંચીને મહારાજે પોતાના મનમાં ધાર્યું કે આ સ્નેહ પ્રેમવિનાના અસ્થિરતા પૂર્ણ રાજ્યમાં જીવતો રહીને હું મારા સ્વજાતિના—મારા ભાઇના —મનમાં કેવળ હિંસા લોભ તથા દ્વેષની આગ સળગાવું છું; મારા સિંહાસનની ચોતરફ વીટળાઇ બેસનારાં મારા વ્હાલાં સગાંવહાલાં મારે માટે પોતાનું મુખ વાંકું ચુંકું કરે છે, દાંત હોઠપર મૂકે છે, સાંકળથી બાંધેલા ભયાનક કૂતરાની પેઠે ચારે બાજૂએથી મારા ઉપર કૂદકા મારવાનો લાગ શોધે છે. એના કરતાં એઓના નખોના જખમથી છિન્ન ભિન્ન થઇને— તેઓની રક્ત તૃષ્ણા મટાડીને અહિંથી નીકળી જવું એ સારૂં છે! પ્રભાતના આકાશમાં ગોવિંદ માણિક્યની જે પ્રેમ મુખચ્છબિ જોઇ હતી, તે એક પળમાં બદલાઇ ગઇ!

મહારાજ ઉભે ઉભે ગંભીર સ્વરથી બોલ્યો, "નક્ષત્ર, આજે સાંઝે ગોમતી કિનારે નિર્જન અરણ્યમાં આપણે બેઉ જણા ફરવા જઇશું."

રાજાની આ ગંભીર આદેશવાણીની નક્ષત્રની જીભ ઉપડી નહિ; પરંતુ સંશયથી તથા આશંકાથી તેનું મન વ્યાકુલ થઇ પડયું. તેના મનમાં આવવા લાગ્યું કે મહારાજ આટલા વખત સૂધી મૂગા મૂગા કેમ બેઠા હશે? પોતે અત્યાર સૂધી પોતાની બે આંખોને મનના કબજામાં

લઇ નીચું મ્હાલી બેસી રહ્યા હતા તે મનની અંધારી ખોમાં જે ચિંતા કીડીની પેઠ ખદબદ કરતી હતી, તે એકદમ પ્રકાશ તરફ જોઇ, જાણે અસ્થિર થઇને નીકળી હોયને તેમ ડરથી નક્ષત્રરાયે રાજાના મોં સામુ જોયું, તેણે જોયું કે તેના મોં પર કેવળ સુગભીર વિષણ્ણ શાંતિનો ભાવ છે, ત્યાં ક્રોધની રેખા પણ નથી. માનવ હૃદયની સખ્ત નિષ્ઠુરતા જોઇને કેવળ સુગભીર શોક તેના હૃદયમાં વ્યાપી રહ્યો હતો.

સાંઝ પડવા આવી. તે વખતે વાદળાં થયાં હતાં. નક્ષત્રરાયને પોતાની જોડે લઇને મહારાજા ચાલતા જંગલ તરફ જવા લાગ્યા. હજી સંધ્યા થવાને વિલંબ છે, પણ મેઘના અંધારામાં સંધ્યા તરીકે ભૂલાવો ખવાડતો હતો, કાગડાઓ જંગલમાંથી પાછા આવીને લાગટ બૂમો પાડતા હતા, પણ એક બે શમડીઓ હજી સૂધી આકાશમાં તરતી હતી. જ્યારે બે ભાઇઓ નિર્જન વનમાં પેઠા ત્યારે નક્ષત્રરાયનું હૈયુ ધડકવા લાગ્યું. મોટાં મોટાં જૂનાં ઝાડ શ્યામતાવાળાં થઇને ઉભાં છે, તેઓ કંઇ પણ બોલતા નથી, પણ સ્થિર થઇને જાણે કીડીના પગલાંનો અવાજ પણ સાંભળે છે, તેઓ કેવળ પોતાની છાયાની તરફ, નીચેના અંધારાની તરફ અનિમેષ જૂએ છે. અરણ્યના તે ઝાડીવાળા એકાંત ભાગની અંદર પગલાં ઉપાડતાં નક્ષત્રરાયના પગ જાણે ઉપડતા નથી, ચારે તરફ સુગંભીર નિરસ્તબ્ધતાની ભ્રુકુટિ જોઇને હૃદયમાં મુંઝારો થવા લાગ્યો. નક્ષત્રરાયને ઘણો સંદેહ તથા ડર ઉપજ્યાં થયાં. ભીષન અદૃષ્ટ જેવો રાજા, મૂંગે મોંએ આ સંધ્યાકાલે આ પૃથિવીની ઓથમાંથી તેને કયાં લઇ જાય છે તેની કાંઇ ધારણા કરી શકયો નહિ. ધારણાએ બાંધતાં એમ લાગ્યું કે રાજાની પાસે મારી વાત પ્રકાશ થઇ ગઇ હશે, હું પકડાઇ ગયો છું, અને તેને માટે મોટી સજા આપવા માટે રાજાએ તેને આ અરણ્યમાં લાવી મૂક્યો છે. તેને લાગ્યું કે હું દોડીને નાસી જાઉં તો બચું, પણ મનમાં થાય છે કે જાણે કોઇ મારા હાથ પગ બાંધી ખેંચીને લઇ જાય છે. કોઈ રીતે બચી શકાય એમ તેને લાગ્યું નહિ.

અરણ્યની વચમાં કેટલુંક સારૂં જંગલ હતું. ત્યાં એક કુદરતી સરો-

વર છે. વર્ષાકાલમાં તે પાણીથી ભરેલું છે. તે સરોવરને કાંઠે એકદમ અ-ચકીને રાજા બોલ્યો, "ઉભો રહે" નક્ષત્રરાય ચમક્યો; મનમાં ચાલતી ધડ-ભાગનો સ્રોત રાજાનો હુકમ સાંભળીને તે પળે જાણે બંધ થયો, તે પળે અરણ્યનાં ઝાડ નમીને ઉભાં રહયાં છે, નીચે ધરણી અને ઉપર આકાશ જાણે નિશ્વાસબદ્ધ થઇને સ્તબ્ધ થઇને જોવા લાગ્યાં છે, કાગડાની ગડ-બડ બંધ થઇ ગઇ છે, વનમાં એક પણ અવાજ સંભળાતો નથી, પણ ન-ક્ષત્રરાયને કેવળ "ઉભો રહે" શબ્દ ઘણો વખત સુધી જાણે સંભળાવા લાગ્યો, તે "ઉભો રહે" શબ્દ જાણે વિજળીના પ્રવાહની પેઠે એક ઝાડ પરથી બીજા ઝાડ પર, એક ડાળી પરથી બીજી ડાળી પર ફેલાવા લાગ્યો, ઝાડોના દરેક પાંતરાં જાણે તે શબ્દના ઉચ્ચારથી "રી—રી" શબ્દ કરવા લાગ્યા. નક્ષત્રરાય પણ ઝાડ જેવો સ્તબ્ધ થઇને ઉભો.

તે વેળાએ રાજાએ નક્ષત્રરાયની સામું મર્મભેદી સ્થિર ખેદિત દૃષ્ટિ કરીને પ્રશાંત ગંભીર સ્વરથી ધીરે ધીરે કહ્યું, "નક્ષત્ર તું મને મારવા ઇ-ચ્છે છે ?"

નક્ષત્ર વજ્રથી હણાયલાની પેઠે ઉભો રહયો, જવાબ આપવાની કોશેશ કરવા છતાં તે આપવા પામ્યો નહિ.

રાજા બોલ્યો, "શામાટે મારવા ઇચ્છે છે ભાઇ, ? શું રાજ્યના લો-ભથી ? તું શું એમ ધારે છે કે રાજ્ય સિંહાસન કેવળ સોનાનું છે, મુકુ-ટ હીરાનો છે, વળી રાજછત્ર છે ? આ મુકુટ, આ રાજછત્ર, આ રાજદંડનો બોજો કેટલો છે તે શું તું જાણેછે ? લાખ્ખો કરોડો માણસોની ચિંતા આ હીરા-ના મુકુટમાં ઢાંકી રાખી છે. રાજ્ય મેળવવા ઇચ્છતો હોય તો લાખો માણસના દુ:ખને પોતાનું દુ:ખ સમજીને ગ્રહણ કર, હજારો માણસની વિ-પત્તિને પોતાની વિપત્તિ જાણીને સમજ, હજારો માણસની ગરીબાઇને પોતાના ખભા ઉપર ઉપાડ, આટલું જે કરે છે, તે રાજા છે, તે ગમે તો ઝુંપડીમાં રહે અથવા રાજમહેલમાં રહે. જો માણસ બધા માણસોને પોતાનાં સમજી શકે તો બધા માણસો તેનાંજ છે ! તેનું ઐશ્વર્ય, તેનું ગૌરવ, તેનું

સુખ અક્ષૌહિણી સૈન્ય આવીને કાઢી શકે નહિ. પૃથિવીનું દુઃખ ને હરણ કરે છે, તે પૃથિવીનો રાજા છે, પૃથિવીનું દ્રવ્ય તથા લોહીનું શોષણ જે કરે છે, તે તો લૂટારો છે. હજારો અભાગિયાંનાં અશ્રુજળ તેના માથાપર નિરંતર વર્ષે છે, તે અભિશાપધારાથી રાજછત્ર તેની રક્ષા કરી શકતું નથી! તેના પુષ્કળ રાજભોગમાં સેંકડો ઉપવાસીની ભૂખ છૂપી છે, અનાથની ગરીબાઈ વધારીને તે સોનાના અલંકારો પહેરે છે, તેનાં રાજ વસ્ત્રમાં સેંકડો શીતાતુરની મલિન છિન્નકંથાનો અપહાર થાય છે. રાજાનો વંશ કર્યે રાજત્વ મળતું નથી, પૃથિવીને વશ કરીને રાજા થવું જોઇએ!"

એવું કહીને ગોવિંદમાણિક્ય ઊભો રહ્યો. નક્ષત્રરાય મોઢું નીચું ઘાલીને ચૂપ રહયો.

મહારાજે મ્યાનમાંથી તરવાર કાઢી. નક્ષત્રરાયની સામે મૂકીને કહ્યું "ભાઈ, અહિંયા માણસો નથી, કોઈ સાક્ષી નથી, કોઈ નથી, ભાઇની છાતીમાં જો ભાઇ તરવાર ભોંકે તો, આ જગા તેના કાર્યને યોગ્ય છે, આ સમય છે, અહિં કોઇ તને રોકનાર નથી, કોઇ તારી નિંદા પણ નહિ કરે. તારી નસમાં અને મારી નસમાં એકજ લોહી વહે છે, એકજ પિતામહનું લોહી છે, તું તે લોહી પાડવા ઇચ્છે છે, પણ માણસના આવાસ સ્થલમાં તેમ ના કરીશ. કારણ કે એક પણ લોહીનું ટીપું પડતાંમાંજ અલક્ષ્યથી ભ્રાતૃત્વનું પવિત્ર બંધન શિથિલ થઈ જશે. પાપનો અંત ક્યાં જઇને થાય છે, તે કોણ જાણવા પામે? પાપનું જ્યાં એક બીજ પડે છે, ત્યાં જોતાં જોતાંમાં છુપી રીતે હજારો વૃક્ષ ઉત્પન્ન થાય છે, અને તેથી ધીરે ધીરે સુશોભિત માનવ સમાજ અરણ્ય રૂપમાં આવી જાય છે. તે કોઈ જાણવા એ પામતો નથી. એટલા માટે નગરમાં જ્યાં નિશ્ચિંત ચિત્તથી પરમ સ્નેહમાં ભાઈએ ભાઇનો મેલાપ થાય છે, ત્યાં ભાઈઓના માળામાં મારો રક્તપાત ન થાય એટલા વાસ્તે તને આ અરણ્યમાં બોલાવી લાવ્યો છું."

એવું કહીને રાજાએ નક્ષત્રરાયના હાથમાં તરવાર આપી. નક્ષત્રરાયના હાથમાંથી તરવાર જમીન ઉપર પડી ગઈ. નક્ષત્રરાય બે હાથથી તરવાર

મોં ઢાંકીને રોયો ને પછી રૂંધાયલા અવાજથી બોલ્યો "ભાઇ હું અપરાધી નથી. આ વાત મારા મનમાં કદી પણ ઉદય પામી નથી."

રાજાએ તેને આલિંગન કરીને કહ્યું, "હું તે જાણું છું, તું શું મને કદી ઘા કરી શકીશ ? તને પાંચ માણસોએ ખરાબ સલાહ આપી છે."

નક્ષત્રરાય બોલ્યો, "મને રઘુપતિએ રક્તપાત કરવાને સમજાવ્યું છે !"

રાજાએ કહ્યું, "રઘુપતિથી દૂર રહેજે."

નક્ષત્રરાયે કહ્યું, "ક્યાં જાઉં તે કહો. હું અહિં રહેવા ઇચ્છતો નથી. હું અહિંથી—રઘુપતિની પાસેથી નાસવા ઇચ્છું છું."

રાજા બોલ્યો, "તું મારી જોડે રહે. બીજે ક્યાં પણ જતો ના, રઘુપતિ તારૂં શું કરનારો છે ?"

નક્ષત્રરાયે રાજાનો હાથ મજબૂતાઇથી પકડ્યો, જાણે રઘુપતિ ખેંચી લઇ જશે તેવો ભય કરતો હોયને !

---

## પ્રકરણ ૧૧ મું

નક્ષત્રરાય રાજાનો હાથ ઝાલીને જંગલમાંથી જ્યારે ઘર તરફ પાછો આવતો હતો, ત્યારે આકાશમાંથી થોડું અજવાળું આવતું હતું, પરંતુ અરણ્યની નીચે ઘણું અંધારૂં હતું. જાણે અંધારાની રેલ આવતી હોયને, કેવળ ઝાડનાં માથાં ઉપર પ્રકાશ છે. ધીરે ધીરે તે પણ ડૂબી જશે—તે વેળાએ અંધારાથી પૂર્ણ થઇને આકાશ પૃથિવીમાં એક થઇ જશે.

રાજમહેલ રસ્તે નહિ જતાં રાજા મંદિર તરફ ગયો. મંદિરની દેવીની સંધ્યા આરાત પૂરી કરીને એક દીવો સળગાવીને રઘુપતિ અને જયસિંહ ઝુંપડીમાં બેઠા છે. દીવાના ઝાંખા અજવાળાથી કેવળ તે બે જણાનાં મોંનો ઝાંખો ઝાંખો આકાર દીઠામાં આવે છે. નક્ષત્રરાય રઘુપતિને જોઈ શક્યો નહિ, રાજાની છાયામાં ઉભો રહીને જમીન તરફ જોવા લાગ્યો. રાજા તેને

પોતાની પાસે ખેંચી તેનો હાથ ઝાલીને ઉભો રહ્યો, અને સ્થિર નેત્ર એક વાર રઘુપતિના મોં સામુ જોયું; રઘુપતિએ તીવ્ર દૃષ્ટિથી નક્ષત્રરાયનો ઉપર કટાક્ષપાત કર્યો. આખરે રાજાએ રઘુપતિને પ્રણામ કર્યો, નક્ષત્રરાયે પણ તેનું અનુસરણ કર્યું, રઘુપતિએ પ્રણામ ગ્રહણ કરીને ગંભીર સ્વરથી કહ્યું, "જયોસ્તુ—રાજ્યનું કુશળ ?"

રાજા જરા વાર મૂંગો રહીને પછી બોલ્યો, મહારાજ આશીર્વાદ આપો, રાજ્યનું અકુશળ નહિ થાય, આ રાજ્યમાં માનાં બધાં છોકરાં સદ્ભાવથી પ્રેમથી મળી રહે, આ રાજ્યમાં ભાઇની પાસેથી ભાઇને કોઇ છીનવી ન લે, જ્યાં પ્રેમ છે, ત્યાં કોઇ હિંસાની પ્રતિષ્ઠા ન કરે, રાજ્યનું અમંગળ થવાના ડરથીજ હું આવ્યો છું, પાપ સંકાષ્ટના ઘસારાથી દાવાનલ સળગી ઉઠતો. હોલવો, શાંતિનું પાણી વરસાવો, પૃથિવીને ટાઢી નાખો."

રઘુપતિ બોલ્યો, "દેવાતાનો રોષાનલ બળી ઉઠયો છે તેને કોણ હોલવી શકે ? એક અપરાધીને માટે હજારો તે આગમાં બળે છે!"

રાજા બોલ્યો, "તેનોજ ડર છે, તે માટેજ તો હું થરથર કાંપું છું. આ વાત કોઇ સમજ્યો હશે છતાં કેમ બધાં સમજતાં નહિ હોય એમ વર્તે છે? તમે શું જાણતા નથી કે આ રાજ્યમાં દેવતાનું નામ દઇને દેવતાનો નિયમ તોડાય છે ? એ વાસ્તેજ અમંગળની આશંકાથી આજે આ સંધ્યા વખતે હું અહિં આવ્યો છું, અહિં પાપનું ઝાડ રોપીને મારા આ ધનધાન્યમય સુખના રાજ્યમાં દેવતાનો કોપ ઉતરાવશો ના, તમને એજ વાત કહેવા આવ્યો છુ. આવું કહીને મહારાજે રઘુપતિના મોં સામી પોતાની મર્મભેદી દૃષ્ટિ સ્થાપી. રાજાનો સુગંભીર દઢસ્વર રોકાયલા ઝંઝાવાયુની પેઠે ઝુંપડીને થરથર કંપાવવા લાગ્યો, રઘુપતિ કંઈ બોલ્યો નહિ, જનોઇ હાથમાં લઇને હલાવવા લાગ્યો. રાજા પ્રણામ કરીને નક્ષત્રરાયનો હાથ ઝાલીને બહાર નીકળ્યો, તેની જોડે જયસિંહ પણ નીકળ્યો, ઝુંપડીમાં ફક્ત દીવાને લીધે રઘુપતિ અને રઘુપતિની મોટી છાયાજ રહી.

તે વેળાએ આકાશનો દીવો હોલવાઇ ગયો છે. મેઘથી તારા ઢંકા-

ઈ ગયા છે. આકાશમાં ચારે ખુણે અંધારૂં છે. હવામાં ઘનઘોર અંધારામાં કંઇકથી કદમના ફુલનો વાસ આવેછે અને અરણ્યના મર્મ શબ્દ સંભળાય છે. વિચાર નિમગ્ન રાજા પરિચિત માર્ગે ચાલે છે, એકદમ પછવાડેથી અવાજ આવ્યો કોઇ બોલાવે છે "મહારાજ !"

રાજાએ પાછું વળીને પૂછ્યું " તમે કોણ છો ?"

પરિચિત સ્વરે કહ્યું, "હું તમારો અધમ સેવક જયસિંહ છું! મહારાજ, તમે મારા ગુરૂ છો, મારા માલેક છો. તમારા શિવાય બીજું મારે કોઇ નથી. જેમ તમે તમારા નાના ભાઇને હાથ ઝાલીને અંધારામાંથી લઇ જાઓછો, તેમ મારો હાથ પકડો, મને જોડે લઇ જાઓ. હું ભારે અંધારામાં પડયો છું, મારૂં શું કર્યાથી સારૂં થશે અનેશું કર્યાથી ખરાબ થશે તેમાંનું હું કંઇ સમજી શકતો નથી. હું એક વાર ડાબે રસ્તે જાઉં છું પાછો જમણો માર્ગે જાઉં છું, મને માર્ગ દેખાડનાર કોઇ નથી." તે અંધારામાં આંસુ પાડવા લાગ્યો, કોઇએ તે જોયાં નહિ, આવેગના બોઝાથી જયસિંહ તો આર્દ્ર સ્વર કાંપતો કાંપતો ફકત રાજાના કાનમાં પેસવા લાગ્યો. સ્તબ્ધ સ્થિર અંધકાર છે, વાયુચંચલ સમુદ્રની પેઠે કાંપવા લાગ્યો. રાજાએ જયસિંહનો હાથ ઝાલીને કહયું, "ચાલ, મારી જોડે ઘેર ચાલ!"

---

## પ્રકરણ ૧૨ મું.

ત્યારપછી બીજે દહાડે જ્યારે જયસિંહ મંદિરમાં પાછો આવ્યો, ત્યારે પૂજાનો વખત થઈ ગયોછે. રઘુપતિ ખેદિત ચહેરાથી એકલો બેઠોછે. આ પહેલાં તે કદી આવો અનિયમિત થતો નહિ.

જયસિંહ આવીને ગુરુ પાસે ન જતાં બગીચામાં ગયો. પોતાના ઝાડોમાં જઇને બેઠો. તેઓ તેની ચારે બાજૂએ કાંપવા લાગ્યાં, હાલવા લાગ્યાં, છાયા નાચવા લાગી. તેની ચારે ગમ પુષ્પવાળા પલ્લવના ગુચ્છા છાયા પૂર્ણ સુકોમળ સ્નેહનું ઢાંકણ, સુમધુર આહ્વાન, પ્રકૃતિનું પ્રીતિપૂર્ણ

આલિંગન—જુએ છે, પણ વાત પૂછતાં નથી, વિચારમાં કંઇ હરકત નાંખતાં નથી, જોઇએ તો જૂએ છે, વાત કરીએ તો વાત કરે છે. આ મૂગી સેવા ચાકરીમાં, પ્રકૃતિના આ અંતઃપુરમાં બેસીને જયસિંહ વિચાર કરવા લાગ્યો; રાજાએ તેને જે શીખામણ આપી હતી, તેની પોતાના મનમાં આલોચના કરવા લાગ્યો.

એવામાં ધીરેધીરે રઘુપતિએ આવીને તેની પીઠ ઉપર હાથ મૂકયો. જયસિંહ ચમકી ઉઠયો. રઘુપતિ તેની પાસે બેઠો. જયસિંહના મોં સામુ જોઇને તે કંપિત સ્વરે બોલ્યો, "બેટા, તારી સ્થિતિ શા માટે હું આવી બદલાતી જોઉં છું? મેં તારૂં શું બગાડયું છે કે તું ધીરે ધીરે મારાથી વેગળો થતો જાય છે?"

જયસિંહ કંઇ કહેવા જતો હતો એટલામાં રઘુપતિએ રોકીને કહ્યું, "એક પળ પણ શું તેં મારા સ્નેહમાં ન્યૂનતા જોઇ? મેં શું તારો એવો કંઇ અપરાધ કર્યો છે? જયસિંહ! જો કર્યો હોય, તો હું તારો ગુરુ છું, તારા પિતાના જેવો છું; હું તારી પાસે ભિક્ષા ચાહું છું કે મને તેની ક્ષમા કર!"

જયસિંહ એકદમ તીરનાવિદ્ધની પેઠે ચમકી ઉઠયો. ગુરુના ચરણ પકડીને રોવા લાગ્યો અને પણ બોલ્યો, "છી પિતા, હું કંઇ જાણતો નથી, હું કંઇ સમજી શકતો નથી, હું કેઇ તરફ જાઉં છું તે જોઇ શકતો નથી!"

રઘુપતિએ જયસિંહનો હાથ ઝાલીને કહ્યું, "બેટા, મેં તને તારાનાનપણમાં માની પેઠે સ્નેહથી પાળ્યો છે, પિતાની માફક યત્નથી શાસ્ત્ર શીખવ્યું છે— તારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ સ્થાપીને સખાની પેઠે તને બધી સલાહ મસલાહતમાં સામિલ કર્યો છે, આજ તને કોણે મારા પાશમાંથી ખેંચી લીધો છે, આટલા દહાડાના સ્નેહ— મમતાનું બંધન કોણે વિચ્છિન્ન કર્યું છે? તારા ઉપર જે મારો દૈવદત્ત અધિકાર ઉત્પન્ન થયો છે તે પવિત્ર અધિકારમાં કોણ હાથ નાંખનાર છે? કોણ, તે મહાપાતકીનું નામ કહે."

જયસિંહ બોલ્યો, " પ્રભુ, તમારી પાસેથી મને કોઇ પણ છૂટો પાડી શકે નહિ, પણ તમેજ મને દૂર કર્યો છે. હું ઘરમાં હતો, એકદમ તમે મને રસ્તામાં કાઢી મૂકયો. તમે કહ્યું હતું કે કે કોણ કોનો પિતા છે, કોણ કોની મા છે, કોણ કોનો ભાઈ છે! તમે કહ્યું હતું કે પૃથિવીમાં કંઇ બંધન નથી, સ્નેહ પ્રેમનો પવિત્ર અધિકાર નથી. જેને મા તરીકે જાણતો હતો તેને તમે શક્તિ કહી છે. જે હિંસા કરે છે, જે રક્ત રેડે છે, જ્યાં ભાઇએ ભાઇ વચ્ચે વિવાદ છે, જ્યાં બે માણસોમાં લડાઈ છે ત્યાં આ તૃષિત શક્તિ લોહીની લાલચથી તેનું ખાપર લઇને ઉભી છે! તમે માના ખોળામાંથી મને આ રાક્ષસી દેશમાં દેશનીકાલ કાઢયો છે."

રઘુપતિ ઘણી વાર સુધી સ્તંભિત થઇને બેશી રહયો. અંતે નિશ્વાસ છોડીને બોલ્યો, " ત્યારે તું સ્વતંત્ર થયો, બંધનથી છૂટો થયો, તારા ઉપરથી મારો બધો અધિકાર મેં પાછો લીધો તેમાં જો તું સુખી થતો હોય, તો તેમ થાઓ." આવું બોલીને તે ઉઠવા જતો હતો.

જયસિંહે તેના પગ પકડીને કહયું, " નહિ, નહિ, નહિ પ્રભુ—તમે મને ત્યાગ કર્યા છતાં હું તમને ત્યાગી શક્તો નથી. હું રહયો છું, હું તમારાજ પગ નીચે રહયો છું. તમારી ઈચ્છા હોય તે હું કરીશ. તમારા શિવાય મારે બીજો માર્ગ નથી!"

રઘુપતિએ તે વેળાએ જયસિંહને આલિંગન કર્યું. તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં અને તે આંસુ જયસિંહના ખભા ઉપર પડયાં.

---

## પ્રકરણ. ૧૩ મું

---

મંદિરમાં ઘણા માણસો એકઠા થયાં છે. ઘણી ગડબડ થઈ રહેલી છે. રઘુપતિએ ગુસ્સાથી પૂછ્યું, " તમે શું કરવા અહિં એકઠાં થયાં છો.

તેઓ જૂદા જૂદા અવાજથી બોલ્યા, " અમે માતાનું દર્શન કરવા માટે આવ્યા છીએ."

રઘુપતિ બોલી ઉઠયો, "માતા ક્યાં છે? માતાજી આ રાજ્યમાંથી, માતાજી આ રાજ્યમાંથી જતાં રહ્યાં છે. તમે શું માતાજીને રાખી શકશો? તે ચાલ્યાં ગયાં છે."

મોટી ગડબડ મચી ગઇ, જૂદી જૂદી દિશાપરથી નાના પ્રકારની વાતો સંભળાવા લાગી, "આ શું બોલો છો મહારાજ!"

અમે શો અપરાધ કર્યો મહારાજ!"

"માતા શું કોઇ રીતે પણ પ્રસન્ન થશે નહિ."

મારો સાળો બિમાર હતો તેથી હું આજ સુધી પૂજા આપવા આવ્યો નહોતો. (તેનો મજબૂત વિશ્વાસ થયો હતો કે તેને લીધેજ દેવી દેશ ત્યાગીને ગઇ છે.)

મારા બે પાડાના બચ્ચા માતાજીને બલિદાન આપવા એવું ધાર્યું હતું, પણ ઘણે દૂર હોવાથી તે હું લાવી શકયો નહિ. (એ પાડાના બચ્ચા આપવામાં વખત લગાડયાથી રાજ્યમાં આવું અમગળ થયું, એવું ધારીને તે દિલગીર થયો હતો.)

ગોવર્ધને જે માનતા માની હતી તે માને આપી નહિ ખરી, પણ માતાજીએ તો તરત તેને સજા આપી છે. તેની તાપતલ્લી મોટી ચકરના જેવી થઇ છે, તે આજે છ મહિનાથી પથારીમાં પડી રહયો. છે. (ગોવર્ધન તેની. તાપતલ્લીના વધવાથી ગમે તો દુઃખ ભોગવતો હોય પણ માતાજી દેશમાં રહે એવી તેણે મનપૂર્વક પ્રાર્થના કરી હતી, પણ બધા અભાગિયા ગોવર્ધનની તાપતલ્લી વધારે મોટી થવાની ઇચ્છા રાખતા હતા.

તે ભીડમાં એક જાડો ડોસો હતો તે બધાને ધમકી દઇને અને રઘુપતિને હાથ જોડીને બોલ્યો, "મહારાજ, માતાજી શામાટે ચાલ્યા ગયાં છે, અમારો શો અપરાધ થયો હતો?"

રઘુપતિ બોલ્યો, "તમે માતાજીને માટે એક ટીપું લોહી આપી શકતા નથી એ તે તમારી ભકિત કહેવાય?"

બધા ચૂપચાપ થઇ ગયા. આખરે બોલવું શરૂ થયું. અસ્પષ્ટ અવાજે

કોઇ કોઇ કહેવા લાગ્યા, "રાજાની મનાઇ છે, ત્યાં અમે શું કરીએ!"

જયસિંહ અત્યાર સુધી પથ્થરના પુતળા જેવો સ્થિર થઇને બેશી રહયો હતો. "માતાજીની મનાઇ છે" એ બોલ કહેવાનું વીજળીના વેગે તેના મનમાં આવ્યું હતું, પણ તે ઇચ્છાને પોતે દાબી રાખી. તે કંઈ પણ બોલ્યો નહિ.

રઘુપતિ મોટેથી બોલ્યો, "રાજા તે કોણ? માતાજીના સિંહાસનથી શું રાજાનું સિંહાસન શ્રેષ્ટ? એમ હોય તો આ માતાજી વિનાના દેશમાં તમે તમારા રાજાને લઇને ભલે રહો. તમારી હવે કોણ રક્ષા કરે છે તે જોઇશ."

ભીડમાંથી "ગણુ ગણુ" કરતો અવાજ ઉઠયો. બધા સાવચેતીથી બોલવા લાગ્યા.

રઘુપતિ ઉભો થઈને બોલ્યો, "રાજાને મોટા કરીને તમારી માતાજીને તમે રાજ્યમાંથી અપમાન કરીને વિદાય કરી! હવે સુખમાં રહેશો એવું ધારો છો? આજથી ત્રણ વર્ષ પછી આ મોટા રાજ્યનું નામ નિશાન પણ રહેશે નહિ, તમારા વંશમાં દીવો મૂકનાર પણ કોઇ નહિ રહે."

ભીડમાંથી લોકનો ગણુ ગણુ શબ્દ ધીરે ધીરે વધવા લાગ્યો. ભીડ પણ ધીરે ધીરે વધતી હતી. પેલા જાડા પહોળા માણસે હાથ જોડીને રઘુપતિને કહ્યું, "છોકરાં જો કંઈ અપરાધ કરે, તો માતાજી તેને સજા આપે, પણ મા એકીવારે છોકરાંને ત્યાગીને ચાલી જાય એમ શું કદી થાય? મહારાજ કહો, શો ઉપાય કર્યાથી માતાજી પાછાં આવે?"

રઘુપતિ બોલ્યો, "તમારો રાજા જ્યારે આ રાજ્યમાંથી નીકળી જશે ત્યારે માતાજી પણ આ રાજયમાં પાછાં પોતાનાં પગલાં લાવશે."

આ બોલવું સાંભળીને ભીડનો ગણુ ગણુ શબ્દ એકદમ બંધ થઇ ગયો. એકદમ ચારે બાજુએ સૌ નિઃસ્તબ્ધ થઇ ગયું, આખરે એકમેકની તરફ જોવા લાગ્યાં; કોઇ હિમ્મત ધરીને બોલી શકયું નહિ.

રઘુપતિ મેઘ ગંભીર સ્વરથી બોલ્યો, "ત્યારે તમે જોશો! આવો, મારી જોડે આવો! ઘણા દૂરથી ઘણી આશા રાખીને માતાજીનું દર્શન કરવા આવ્યા છો, ચાલો એકવાર મંદિરમાં ચાલો."

બધાં ડરતાં ડરતાં મંદિરની સામેના ચોકમાં આવીને એકઠાં થયાં. મંદિરનો દરવાજો બંધ હતો, રઘુપતિએ આસ્તે બારણાં ઉઘાડયાં.

થોડીવાર સૂધી કોઇનાથી કંઇ બોલાયું નહિ. પ્રતિમાનું મોં નજરે પડતું નથી; પ્રતિમાની પીઠ જોનારની સામે મૂકેલી હતી. માતાજી વિમુખ થયાં છે! એકદમ ભીડમાંથી રોવાનો અવાજ સંભળાયો, "એકવાર ફરીને ઉભા રહયા. માતાજી! અમે શો અપરાધ કર્યો છે!" ચારે બાજુએ માતાજી કયાં છે, માતાજી કયાં છે, એવો અવાજ ઉઠયો. પ્રતિમા પાષાણની હોવાથી બોલી નહિ. ઘણાંકોને મૂર્છા થઇ. છોકરાં કંઇ નહિ સમજતાં રોવા લાગ્યાં; વૃદ્ધો, ગામડીઆ નાના છોકરાંની પેઠે બોલાવવા લાગ્યા કે "મા ઓ મા રે!" સ્ત્રીઓના ઘુમટા નીકળી ગયા, માથાનું લુગડું ખસી ગયું, તેઓ છાતીપર હાથ કૂટવા લાગી. યુવકો મોટે કંપિત અવાજે બોલવા લાગ્યા, "માતાજી, તમને અમે પાછાં લાવીશું, તમને અમે છોડીશું નહિ."

મંદિરના દરવાજા પર ઉભાં રહીને આખા રાજ્યનાં માણસો "મા—મા" કહીને વિલાપ કરવા લાગ્યાં પણ પ્રતિમા ફરી નહિ. મધ્યાહ્નના સૂર્યથી તાપ પ્રખર થઇ પડયો, પણ આંગણામાંથી આ ઉપવાસી ભીડનો વિલાપ બંધ થયો નહિ.

તે વેળાએ જયસિંહે ધ્રુજતે પગે આવીને રઘુપતિને કહયું, "પ્રભુ, હું શું એક બોલ પણ કહી શકીશ નહિ!"

રઘુપતિએ આંગળી બતાવીને કહયું, "નહિ, એક બોલ પણ નહિ."

જયસિંહ બોલ્યો, "શું કંઇ પણ સન્દેહનું કારણ નથી!"

રઘુપતિ દૃઢસ્વરથી બોલ્યો, "નહિ."

જયસિંહ મજબૂત મુઠી વાળીને બોલ્યો, "બધાં ઉપર શું હું વિશ્વાસ રાખું?"

રઘુપતિએ જયસિંહને સુતીવ્ર દૃષ્ટિથી દગ્ધ કરીને કહ્યું, "હા!"

જયસિંહ છાતીપર હાથ નાખીને બોલ્યો, "મારી છાતી ચીરાઇ જાય છે!" તે ભીડમાંથી દોડતો બહાર ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૪ મું

તેને બીજે દહાડે અશાડ વદી ૧૪ હતી. આજે રાત્રે ચઉદ દેવતાની પૂજા છે. આજે પ્રભાતમાં તાલીવનના ઓથામાંથી સૂર્ય જ્યારે ઉદય થતો હતો, ત્યારે પૂર્વ તરફ મેઘ નહોતો. કનક કિરણપ્લાવિત આનંદમગ્ન કાનનમાં જઈને જયસિંહ જ્યારે બેઠો ત્યારે તેની પુરાતન સ્મૃતિયો યાદ આવવા લાગી. એ વનમાં આ પાષાણ મંદિરના પથ્થરના પગથિયામાં, આ ગોમતી તીરે તે મોટા વડની છાયામાં, તે છાયામાંના ઘેરાયલા તલાવને કિનારે, તેને સુમધુર સ્વપ્નાની પેઠે બાલ્યકાલ યાદ આવવા લાગ્યો. જે બધાં મધુર દૃશ્ય તેના બાલ્યકાલને સસ્નેહ ઘેરી રહેતાં હતાં, તેઓ આજ હસે છે, વળી તેને બોલાવે છે, પરંતુ તેનું મન કહે છે કે "હું ઘરમાંથી બહાર પડ્યો છું, મેં વિદાય લીધી છે, હું હવે પછી ફરનાર નથી." સફેદ પથ્થરના મંદિરની ઉપર સૂર્યકિરણ પડ્યાં છે, તેની ડાબી બાજૂની ભીંત ઉપર કંપાયમાન બોરશલીની ડાળની કંપતી છાયા પડી છે. નાનપણમાં આ પાષાણમંદિર જેવું સચેતન જણાતું હતું તેમ આ પગથિયાં ઉપર એકલા બેસીને રમતાં જેવો ભાવ થતો હતો તેવો ભાવ આવી આજે પ્રભાતના સુર્યકિરણમાં મંદિરને તે સચેતન અને તેનાં પગથિયાંને તેવીજ રીતે નાનપણની આંખથી જોવા લાગ્યો. મંદિરમાંની પ્રતિમાને મા તરીકે આજે ધારવા લાગ્યો; પરંતુ અભિમાનથી તેનું હૃદય પૂર્ણ થઈ ગયું, તેની બે આંખોમાંથી પાણી પડવા લાગ્યા.

રઘુપતિને આવતો જોઈને જયસિંહે આંખમાંનાં આંસુઓ રોકીને તથા લોહીને ગુરુને પ્રણામ કરીને ઉભો રહયો. રઘુપતિ બોલ્યો, "આજે પૂજાનો દહાડો છે. માતાના ચરણને અડકીને તેં જે સોગન ખાધા હતા તે શું તને યાદ છે?"

જયસિંહે કહયું, "છે."

રઘુપતિ બોલ્યો, "શું સોગન પાળીશ કે નહિ?"

જયસિંહ બોલ્યો, "હા."

રઘુપતિએ કહ્યું, "જોજે બેટા, સાવચેતીથી કામ કરજે. વિપદનો ભય છે. મેં તારો બચાવ કરવા માટેજ પ્રજાને રાજાની સામે થવાને ઉત્તેજિત કરી છે."

જયસિંહ મૂગો થઇને રઘુપતિના મોં સામું જોઇ રહયો. કંઇ પણ બોલ્યો નહિ. રઘુપતિએ તેના માથા ઉપર હાથ મૂકીને કહ્યું, "મારા આશીર્વાદથી તું તારૂં કામ નિર્વિઘ્ન કરી શકીશ, માતાજીનો હુકમ પાળીશ." આવું કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

સાંજે એક ઓરડામાં બેસીને રાજા ધ્રુવની જોડે રમતો હતો. ધ્રુવના હુકમથી એક વાર માથા ઉપર મુકુટ પહેરે છે, એક વાર માથાઉપરથી મુકુટ ઉતારે છે. ધ્રુવ મહારાજની આ દુર્દશા જોઇને હસીને અસ્થિર થાય છે. રાજા કંઇક હસીને બોલ્યો, "ધ્રુવ! તું શું હસે છે. તારા હુકમથી મુકુટ પહેરવા ઉતારવામાં મને કંઇ મુશ્કેલી પડતી નથી. જો હું કેવી સહેલાઇથી મુકુટ પહેરી તથા ઉતારી શકુ છું. મને અભ્યાસ થાય છે. ચલાવ આગળ."

ધ્રુવના મનમાં એકદમ કોઇ એક નવા ભાવનો ઉદય થયો, થોડીક વાર સૂધી રાજાના મોં સામુ જોઇને મોંમાં આંગળી નાંખીને બોલ્યો, "તું અજા છે! રાજા શબ્દમાંથી "ર" અક્ષરનો એકીવારે સમુળો લોપ થયા છતાં ધ્રુવના મનમાં કંઇ પણ અનુતાપનો ઉદય થયો નહિ. જરાએ સંકોચ કે શરમ જણાયાં નહિ. ઉલટો, રાજાના મોં ઉપરજ તેને 'આજા' કહીને સંપૂર્ણ રીતે આત્મપ્રસાદ મેળવ્યો.

રાજા ધ્રુવની આ ધૃષ્ટતા સહન નહિ કરી શકવાથી બોલ્યો, "તું આજા છે!"

ધ્રુવ બોલ્યો, "તુ આજા છે!"

એ વિષયના વિવાદ તર્કનો અંત આવ્યો નહિ કોઇ પક્ષમાં કોઇ પ્રમાણ નહોતું, વિવાદ તર્કનો નિર્ણય, કેવળ શરીરબળના આધાર ઉપર હતો! આખરે રાજાએ પોતાનો મુકુટ લઇને ધ્રુવના માથા ઉપર મેલ્યો તે વેળાએ ધ્રુવને કંઇ

કહેવાનું રહ્યું નહિ, તેની સંપૂર્ણ હાર થઈ. ધ્રુવનું અડધું મોં પેલા મુકુટની નીચે ઢંકાઇ ગયું. મુકુટ સાથે આખું માથું હલાવીને ધ્રુવે મુકુટ વિનાના રાજાને હુકમ આપ્યો, "એક વાત કહે."

રાજાએ પૂછ્યું, "શી વાત કહું ?"

ધ્રુવ બોલ્યો, "બ્હેનની વાત કહે." વાત માત્રને ધ્રુવ બહેનની વાત તરીકેજ જાણતો હતો. તે જાણતો કે બેહન તેને જે વાતો કહેતી તે શિવાય પૃથિવીમાં બીજી વાતો નથી.

ત્યારે રાજાએ એક મોટી, પુરાણની વાત કહેવા માંડી. તેણે કહ્યું. "હિરણ્ય કશિપુ નામનો એક આજા હતો."

આજા સાંભળીને ધ્રુવ બોલી ઉઠયો "હું આજા છું." એ મસ્તદિલે મુકુટ ધારીએ હિરણ્ય કશિપુ રાજા હતો તે માન્યું નહિ કર્યું.

હાજી હા કરનારા સભાસદોની પેઠે ગોવિંદ માણિક્ય, તે નાના બાળકને ખુશ કરવા માટે બોલ્યો, "તું પણ આજા છે તે પણ આજા છે.

ધ્રુવે તેમાં સુસ્પષ્ટ અસંમતિ પ્રકાશ કરીને કહ્યું, "નહિ, હું આજા છું!"

અંતે જ્યારે મહારાજાએ કહ્યું, "હિરણ્ય કશિપુ આજા નથી તે આકકલ ( રાક્ષસ ) છે, ત્યારે ધ્રુવે, તેમાં કંઇ વાંધો લીધો નહિ.

એવામાં તે ઓરડામાં નક્ષત્રરાય આવી ચઢયો. તેણે કહ્યું "મેં સાંભળ્યું છે કે રાજ્યના કાર્ય પ્રસંગને માટે આપે મને બોલાવ્યો છે. હું કમને માટે રાહ જોઉં છું."

રાજા બોલ્યો, "જરા થોભ હું આ વાત કરૂં છું તે પૂરી કરી લઉં." આવું કહીને આખી વાર્ત્તા પુરી કરી.

"આક્કસ ખરાબ હતો" વાર્ત્તા સાંભળીને ધ્રુવે ટૂંકામાં મત આપ્યો.

ધ્રુવના માથા ઉપર મુકુટ છે તે નક્ષત્રરાયને સારૂં ના લાગ્યું. જ્યારે ધ્રુવે જોયું કે નક્ષત્રરાયની નજર મારા તરફ છે, ત્યારે તેણે નક્ષત્રરાયને ગંભીર ભાવથી જણાવ્યું કે "હું આજા છું."

નક્ષત્ર બોલ્યો, "છિઃ આવું બોલવું નહિ." એવું કહીને ધ્રુવના માથા

જયસિંહ બોલ્યો, " હા. "

રઘુપતિએ કહ્યું, " જોજે બેટા, સાવચેતીથી કામ કરજે. વિપદનો ભય છે. મેં તારો બચાવ કરવા માટેજ પ્રજાને રાજાની સામે થવાને ઉત્તેજિત કરી છે. "

જયસિંહ મૂગો થઇને રઘુપતિના મોં સામું જોઇ રહયો. કંઇ પણ બોલ્યો નહિ. રઘુપતિએ તેના માથા ઉપર હાથ મૂકીને કહ્યું, " મારા આશીર્વાદથી તું તારૂં કામ નિર્વિઘ્ન કરી શકીશ, માતાજીનો હુકમ પાળીશ. " આવું કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

સાંજે એક ઓરડામાં બેસીને રાજા ધ્રુવની જોડે રમતો હતો. ધ્રુવના હુકમથી એક વાર માથા ઉપર મુકુટ પહેરે છે, એક વાર માથાઉપરથી મુકુટ ઉતારે છે. ધ્રુવ મહારાજની આ દુર્દશા જોઇને હસીને અસ્થિર થાય છે. રાજા કંઇક હસીને બોલ્યો, "ધ્રુવ! તું શું હસે છે. તારા હુકમથી મુકુટ પહેરવા ઉતારવામાં મને કંઇ મુસ્કેલી પડતી નથી. જો હું કેવી સહેલાઇથી મુકુટ પહેરી તથા ઉતારી શકુ છું. મને અભ્યાસ થાય છે. ચલાવ આગળ."

ધ્રુવના મનમાં એકદમ કોઇ એક નવા ભાવનો ઉદય થયો, થોડીક વાર સૂધી રાજાના મોં સામુ જોઇને મોંમાં આંગળી નાંખીને બોલ્યો, "તું અજા છે! રાજા શબ્દમાંથી "ર" અક્ષરનો એકીવારે સમુળો લોપ થયા છતાં ધ્રુવના મનમાં કંઇ પણ અનુતાપનો ઉદય થયો નહિ. જરાએ સંકોચ કે શરમ જણાયાં નહિ. ઉલટો, રાજાના મોં ઉપરજ તેને 'આજા' કહીને સંપૂર્ણ રીતે આત્મપ્રસાદ મેળવ્યો.

રાજા ધ્રુવની આ ધૃષ્ટતા સહન નહિ કરી શકવાથી બોલ્યો, " તું આજા છે! "

ધ્રુવ બોલ્યો, " તુ આજા છે! "

એ વિષયના વિવાદ તર્કનો અંત આવ્યો નહિ કોઈ પક્ષમાં કોઇ પ્રમાણ નહોતું, વિવાદ તર્કનો નિર્ણય, કેવળ શરીરબળના આધાર ઉપર હતો! આખરે રાજાએ પોતાનો મુકુટ લઇને ધ્રુવના માથા ઉપર મેલ્યો તે વેળાએ ધ્રુવને કંઇ

જયસિંહ ઉઠીને જ્યારે જવા. નીકળતો હતો, ત્યારે ધ્રુવે ધીરે ધીરે જઇને તેનું ધોતિયું ખેંચીને કહ્યું, " તું જઇશ ના."

જયસિંહ હસીને પાછો હઠયો. ધ્રુવને ખોળામાં લઇને તેને બકી દઇને બોલ્યો, " કોની પાસે રહું બેટા ? મારૂં કોણ છે ?"

ધ્રુવે કહ્યું, " હું રાજા છું !"

જયસિંહ બોલ્યો, " તમે રાજાના રાજા છો, તમેજ બધાને બંદીવાન કરી રાખ્યા છે ! " ધ્રુવને ખોળાંમાથી ઉતારીને જયસિંહ ઓરડામાંથી બહાર નીકળી ગયો. મહારાજા ગંભીર મુખથી ઘણીવાર સુધી વિચાર કરવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૫ મું.

આજે ૧૪ છે. વાદળાં થયાં છે અને ચંદ્રમા પણ ઉગ્યો છે. આકાશમાં જરા જરા પ્રકાશ અને જરા જરા અધારૂં છે. કોઇ વખતે ચંદ્રમા નીકળે છે, કોઇ વખતે વાદળાંમાં છૂપાઈ જાય છે. ગોમતી નદીના કિનારા ઉપરતું જંગલ ચંદ્રમા તરફ જોઇને પોતાના ગાઢા અંધકારનો મર્મભેદીને વખતો વખત શ્વાસ નાંખે છે.

આજ રાતે રસ્તામાં માણસોને નીકળવાની મનાઈ છે. રાતે રસ્તામાં કોણ નીકળે ! પણ મનાઇ છે તેથી રસ્તાની વિજનતા પણ આજ વધારે જણાય છે. નગરના રહેવાસીઓએ પોતાના ઘરના દીવા હોલવીને દરવાજા બંધ કર્યા છે. રસ્તામાં એક સિપાઇ પણ નથી. ચોર પણ આજ રસ્તામાં નીકળતા નથી જેઓ શ્મશાનમાં શબદાહ કરવા જનાર છે તેઓ પણ ઘરમાં મૃતદેહ લઈ તેની પાસે બેઠા બેઠા પ્રભાત થવાની રાહ જૂએ છે. જેઓના ઘરમાં છોકરૂં માંદું છે તેઓ વૈદ્યને બોલાવવા સરખાએ ઘરમાંથી બહાર જતા નથી જે ભિખારીઓ રસ્તામાં ઝાડ તળે સુનારા તેમણે પણ આજે કોઈ ગૃહસ્થના ઘરમાં આશ્રય લીધો છે.

રાતે માત્ર શિયાળવાં શહેરના રસ્તા ઉપર ફરે છે, એક બે ચિત્તા ગૃહસ્થના બારણામાં ડોકિયાં મારે છે, એક માણસજ ફક્ત આજે ઘરની બહાર છે—બીજો કોઈ માણસ નથી, તે એક છૂરો લઇને નદી કિનારે

પથ્થર ઉપર તેની ધાર કાઢેછે અને અન્યમનસ્ક થઇને કંઈ વિચાર કરે છે. છૂરામાં ધાર ઘણી સરસ હતી, પણ તે છૂરાની સાથે વિચારને પણ ધાર આપતો હતો, તેથી તેનું ધાર આપવાનું ઝટ પૂરૂ થતું નહોતું. પથ્થરની સાથેના ઘસારાથી તીક્ષ્ણ છૂટો 'હિસ હિસ' શબ્દ કરીને હિંસાની લાલસામાં પડે છે. અંધારામાં નદી ધીરે ધીરે વહી જતી હતી. જગતના ઉપરથી અંધકાર રાતનો પ્રહર વહી જતો હતો. માથાપર આકાશના ઉપરથી અંધકાર ઘનઘોર મેઘરાશિ તણાઇ જતો હતો.

આખરે મુષળધારે વરસાદ પડવાનો આરંભ થયો, ત્યારે જયસિંહને શુદ્ધિ આવી. ગરમ થયલા છૂરાને, તેના મ્યાનમાં ઘાલીને ઉઠયો. પૂજાનો વખત પાસે આવ્યોછે. તેને સોગનની વાત યાદ આવી. હવે એક પળ પણ ઢીલવાથી ચાલે એમ નથી.

મંદિર આજે હજારો દીવાથી પ્રકાશિત થઇ રહેલું છે. શુ દેવતાની વચ્ચમાં કાલી નરરકતને માટે જીભ કાઢીને ઉભી છે. મંદિરના સેવકોને વિદાય કરીને ચઉદ દેવ પ્રતિમાની સામે એકલો રઘુપતિ મંદિરમાં બેઠો છે. તેની સામે એક જાડો પાડો છે. ઉઘાડી ચળકતી તરવાર દીવાના અજવાળાથી વિભાસિત થઇને સ્થિર વજ્રના પ્રમાણે દેવીના હુકમને માટે રાહ જુએ છે.

અડધી રાતે પૂજા થવાની છે. વખત પાસે આવેલો છે. રઘુપતિ ઘણુંજ અસ્થિર ચિત્તે જયસિંહની રાહ જૂએ છે. એકદમ ઝંઝાવાયુ જેવો વાયુ આવીને મુષળધારે વરસાદ પડવાનો આરંભ થયો. હવાથી મંદિરમાંના હજારો દીવાની જ્યોત કાંપવા લાગી, ઉઘાડી તરવાર ઉપર વિજલી ચમકવા લાગી. ચઉદ દેવતા અને પંદરમાં રઘુપતિની છાયામાં જાણે જીવ આવ્યો હોય તેમ તે દીપ શિખાના નૃત્યના તાલે તાલે મંદિરની ભીંતપર નાચવા લાગી. એક નર કપાલ ખખરા વાયુના જોરથી આખા ઘરમાં ગબડવા લાગ્યું. મંદિરમાં બે ચામાચિડીઆં આવીને સૂકા પાંદડાની પેઠે લાગટ ઉડતાં ફરવા લાગ્યાં, દિવાલ ઉપર તેની છાયા ઉડવા લાગી.

અરધી રાત થઈ. પહેલા પાસેથી ને પછી દૂરનાં શિયાળવાં આરડવા લાગ્યાં. પવનનો ઝપાટો પણ તેઓની જોડે મળીને હું હું કરીને રોવા

લાગ્યો. પૂજાનો વખત થયોછે. રઘુપતિ અમંગલની આશંકાથી ઘણો ચંચલ થઇ પડ્યો છે.

એવામાં જીવંત તુફાન વરસાદ વિજલીના જેવો જયસિંહે રાતના અંધારામાંથી એકદમ મંદિરના અજવાળામાં પ્રવેશ કર્યો. મોટી ચાદરથી શરીર ઢાંકેલું છે, આખા શરીર ઉપર વરસાદ પડેછે, શ્વાસ ઘણા જોરથી ચાલેછે, આંખના તારામાંથી અગ્નિના તણખા બળે છે.

રઘુપતિએ તેને ઝાલીને કાનની પાસે મુખ દઇને કહ્યું, "રાજરક્ત લાવ્યો છું!"

જયસિંહે તેનો હાથ છોડાવીને મોટે અવાજે કહ્યું, "લાવ્યો છું! રાજરક્ત લાવ્યો છું! તમે જરા ખસતા ઉભા રહો.હું દેવીને નિવેદન કરૂં-છું!" શબ્દથી મંદિર ગુંજવા લાગ્યું.

કાલીની પ્રતિમાની સામે ઉભા રહીને તે કહેવા લાગ્યો, "ખરેખર શું તું છોકરાનું લોહી ઇચ્છે છે મા! રાજરક્ત વિના તારી તરસ નહિ મટે! જન્મથી હું તને મા કહેતો આવ્યો છું, મેં તારી સેવા કરીછે, હું બીજા કોઇની તરફ જોતો નથી, મારા જીવનનો બીજો કંઇપણ ઉદ્દેશ નહોતો. હું રજપૂત છું, હું ક્ષત્રિયછું, મારા બાપના બાપ રાજા હતા, મારી માના દાદાઓના વંશના આજ પણ રાજ કરેછે. આ લે, ત્યારે તારા છોકરાનું લોહી! તારૂં રાજરક્ત આ લે!" શરીર ઉપરની ચાદર પડી ગઇ. કમરમાંથી છૂરો કાઢ્યો, વિજળી નાચવા લાગી. તે છૂરો પોતાની છાતીમાં ભોંક્યો, મરણની તીક્ષ્ણ જીભ તેની છાતીમાં પેઠી. પ્રતિમાના પગતળે પડી ગયો; પાષણ પ્રતિમા વિચલિત થઇ નહિ.

રઘુપતિ બૂમ પાડી ઉઠ્યો, જયસિંહને ઉપાડવાનો યત્ન તેણે કર્યો, પણ તે ઉપાય ફોકટ ગયો. મૃતદેહ પ્રતિમા પાસે પડ્યોછે. તેમાંથી લોહી વહીને મંદિરની સફેદ ધરતી ઉપર પ્રવાહિત થવા લાગ્યુંછે. રઘુપતિ તે મૃતદેહ ઉપર પડી રહ્યોછે. ધીરે ધીરે એક પછી એક દીવા હોલવાઇ ગયા. અંધારામાં આખી રાત એક પ્રાણીના વિશ્વાસનો શબ્દ સંભળાતો હતો. મોડી રાત્રિએ વાયુ બંધ થઇને વરસાદ બંધ પડ્યો. ચારે બાજૂએ નિસ્તબ્ધ થઇ ગયું. પછી વાદળાં વચ્ચેના છિદ્રમાંથી ચંદ્રનું અજવાળુ

પથ્થર ઉપર તેની ધાર કાઢેછે અને અન્યમનસ્ક થઇને કંઈ વિચાર કરે છે. છૂરામાં ધાર ઘણી સરસ હતી, પણ તે છૂરાની સાથે વિચારને પણ ધાર આપતો હતો, તેથી તેનું ધાર આપવાનુ ઝટ પૂરૂ થતું નહોતું. પૃથ્થરની સાથેના ઘસારાથી તીક્ષ્ણ છૂટો 'હિસ હિસ' શબ્દ કરીને હિંસાની લાલસામાં પડે છે. અંધારામાં નદી ધીરે ધીરે વહી જતી હતી. જગતના ઉપરથી અંધકાર રાતનો પ્રહર વહી જતો હતો. માથાપર આકાશના ઉપરથી અંધકાર ઘનઘોર મેઘરાશિ તણાઇ જતો હતો.

આખરે મુપળધારે વરસાદ પડવાનો આરંભ થયો, ત્યારે જયસિંહને શુદ્ધિ આવી. ગરમ થયલા છૂરાને, તેના મ્યાનમાં ઘાલીને ઉઠયો. પૂજાનો વખત પાસે આવ્યોછે. તેને સોગનની વાત યાદ આવી. હવે એક પળ પણ થોભવાથી ચાલે એમ નથી.

મંદિર આજે હજારો દીવાથી પ્રકાશિત થઇ રહેલું છે. શુ દેવતાની વચમાં કાલી નરરકતને માટે જીભ કાઢીને ઉભી છે. મંદિરના સેવકોને વિદાય કરીને ચઉદ દેવ પ્રતિમાની સામે એકલો રઘુપતિ મંદિરમાં બેઠો છે. તેની સામે એક જાડો પાડો છે. ઉઘાડી ચળકતી તરવાર દીવાના અજવાળાથી વિભાસિત થઇને સ્થિર વજ્રના પ્રમાણે દેવીના હુકમને માટે રાહ જુએ છે.

અડધી રાતે પૂજા થવાની છે. વખત પાસે આવેલો છે. રઘુપતિ ઘણુંજ અસ્થિર ચિત્તે જયસિંહની રાહ જૂએ છે. એકદમ ઝંઝાવાયુ જેવો વાયુ આવીને મુપળધારે વરસાદ પડવાનો આરંભ થયો. હવાથી મંદિરમાંના હજારો દીવાની જ્યોત કાંપવા લાગી, ઉઘાડી તરવાર ઉપર વિજલી ચમકવા લાગી. ચઉદ દેવતા અને પંદરમાં રઘુપતિની છાયામાં જાણે જીવ આવ્યો હોય તેમ તે દીપ શિખાના નૃત્યના તાલે તાલે મંદિરની ભીંતપર નાચવા લાગી. એક નર કપાલ જબરા વાયુના જોરથી આખા ઘરમાં ગબડવા લાગ્યું. મંદિરમાં બે ચામાચિડીઆં આવીને સૂકા પાંદડાની પેઠે લાગટ ઉડતાં ફરવા લાગ્યાં, દિવાલ ઉપર તેની છાયા ઉડવા લાગી.

અરધી રાત થઈ. પહેલા પાસેથી ને પછી દૂરનાં શિયાળવાં આરડવા લાગ્યાં. પવનનો ઝપાટો પણ તેઓની જોડે મળીને હું હું કરીને રોવા

છેડે આમળા દેવા લાગ્યો, ઘણાં ફાંફાં માર્યાં, પરસેવાના રેબેરેબ વળવા લાગ્યા, આખરે તે ધીરેથી ચહેરે બોલ્યો, " પૂજારી મહારાજ."

રઘુપતિ બોલ્યો, "આ વખતે માતાજીએ પોતે તરવાર ઉપાડી છે, આ વખતે ચારે બાજૂએ લોહીનો સ્ત્રોત વહેશે. આ વખતે તમારા વંશનું એક ટીપું પણ લોહી બાકી રહેશે નહિ. તે વેળાએ હું જોઇશ કે નક્ષત્રરાયનો ભાઇનો સ્નેહ કેવો છે?"

"ભાઇનો સ્નેહ! હા હા હા! પૂજારી મહારાજ!" નક્ષત્રરાયનું હસવું હવે બહાર નીકળ્યું નહિ, ગળું સૂકાઈ ગયું.

રઘુપતિ બોલ્યો, "હું ગોવિંદ માણિક્યનું લોહી ઇચ્છતો નથી. પૃથિવીમાં ગોવિંદ માણિક્યના જીવના કરતાં પ્રિય છે તેને હું ચાહું છું. તેનું લોહી લઇને હું ગોવિંદ માણિક્યના શરીર ઉપર ચોપડવા ઇચ્છું છું, તેની છાતી લોહીના રંગની થઇ જશે, તે લોહીનાં ચિહ્ન કોઇ રીતે ભૂસાશે નહિ! આ જૂઓ આ જૂઓ!" આવું કહીને તેણે પીછોડી ઉઘાડી, તેનું દેહ લોહીથી લિપ્ત હતુ, તેની છાતી પર ઠેક ઠેકાણે લોહીનો જમાવ થયો છે.

નક્ષત્રરાય કંપાયમાન થયો. તેના હાથ પગ થરથર કાંપવા લાગ્યા.

રઘુપતિ વજ્રમુષ્ટિથી નક્ષત્રરાયનો હાથ મજબૂત રીતે પકડીને બોલ્યો, "તે શું છે! કોણ ગોવિંદ માણિક્યને જીવ કરતાં વહાલું છે? કોણ મરી ગયાથી ગોવિંદ માણિક્યની નજરે પૃથિવી શ્મશાન થઈ જશે—તેના જીવનનો ઉદ્દેશ જતો રહેશે? સવારે પથારીમાંથી ઉઠીને કોનું મોં તેના મનમાં આવેછે, કોની સ્મૃતિ સંગે કરીને તે રાતે સૂવા જાયછે, તેના હૃદયનો મેળો બધો પરિપૂર્ણ કરીને કોણ વિરાજે છે? તે કોણછે? તે શું તમે છો!" આવું કહીને કંપિત હરણના બચ્ચાંની તરફ જેમ વાઘ તલપ મારતાં પહેલાં એ દૃષ્ટિથી તાકે છે તેમ રઘુપતિએ નક્ષત્રની તરફ જોયું.

નક્ષત્રરાય ઝડપથી બોલ્યો, " નહિ, હું નહિ!" પરતું તે મરતે મરતે કોઇ પ્રકારે તે રઘુપતિનો હાથ છોડાવી કે તરછોડી શકયો નહિ.

રઘુપતિ બોલ્યો," ત્યારે કહે જોઇએ તે કોણ હોવો જોઇએ?

મંદિરમાં પેઠું. તે જયસિંહના ફીક્કા ચહેરા ઉપર પડયું. ચઉદ દેવતા ઓસીકા તરફ ઊભા રહીને તે જોવા લાગ્યા. જયારે પ્રભાતમાં વનમાંથી પક્ષી ઓરડતાં ઉડયા, ત્યારે રઘુપતિ મૃતદેહને છોડીને ઉઠી ગયો.

---

## પ્રકરણ ૧૬ મું.

રાજાના હુકમ પ્રમાણે પ્રજાના અસંતોષના કારણ શોધવા માટે નક્ષત્રરાય પોતે પ્રાતઃ કાલે નીકળ્યો છે. તેને વિચાર થવા લાગ્યા કે "મંદિરમાં શી રીતે જાઉં!" રઘુપતિની સામે જવાથી તે બહુ અસ્થિર થઈ જાય છે. આત્મસંવરણ કરી શકતો નથી. રઘુપતિની સામે જવાની તેની સંપૂર્ણ અનિચ્છા થઈ. એ વાસ્તે તેણે પોતાના મનમાં પક્કો ઠરાવ કર્યો હતો કે રઘુપતિની દૃષ્ટિએ નહિ પડતાં છૂપી રીતે જયસિંહની ઝુંપડીમાં જઈને તેની પાસેથી બધી હકીકત મેળવું.

નક્ષત્રરાય ધીરે ધીરે જયસિંહની ઝુંપડીમાં પેઠો. પ્રવેશ થતાંજ મનમાં આવ્યું કે પાછો સહીસલામત જાઉં. ત્યારે તેણે જઇને જોયું તો જયસિંહની પોથી, કપડાં, ઘરની જણસો વગેરે ચો તરફ પડેલાં છે, વચમાં રઘુપતિ બેઠો છે. જયસિંહ નથી. રઘુપતિની લાલ સુરખ આંખ અંગારા જેવી ઝળકે. છે, તેના વાળ વિશૃંખલ છે. તેણે ઓચિંતા ઉઠીને નક્ષત્રરાયનો હાથ મજબૂત રીતે ઝાલ્યો અને બળ કરીને તેને જમીન ઉપર બેસાડયો. આથી નક્ષત્રરાયનો જીવ ઉડી ગયો. રઘુપતિ અંગાર નયનથી નક્ષત્રરાયને મર્મસ્થાન પર્યન્ત દગ્ધ કરતો ગાંડાની પેઠે બોલ્યો, " લોહી કયાં છે !" નક્ષત્રરાયના ફેફસામાં લોહીના તરંગ ઉછળવા લાગ્યા, મોંથી બોલ નીકળ્યો નહિ.

રઘુપતિ મોટે અવાજે બોલ્યો, "તમારી પ્રતિજ્ઞા કયાં છે? લોહી કયાં છે ?"

ક્ષત્રરાયે હાથ હલાવ્યા, પગ હલાવ્યા, જરા ખસીને બેઠો, લૂગડાને

રઘુપતિ બોલ્યો, "ત્યારે હવે શું છે, ત્યારે તેને આણી આપ તારી ગાદીનો અટકાવ દૂર કર. આ બાકી રહેલા થોડાક કલાક જેમ તેમ ગાળીશ તો ત્યાર પછી તું કયારે લાવીશ ?"

નક્ષત્રરાય બોલ્યો, "આજે સાંઝે અંધારૂં થયે."

જનોઇને અડકીને રઘુપતિ બોલ્યો, "જો તું નહિ લાવે તો બ્રાહ્મણનો શાપ લાગશે. તેમ થવાથી જે મુખે તેં પ્રતિજ્ઞા ઉચ્ચારણ કરી છે, તે મુખનું માંસ ત્રિરાત્રિ નહિ જતાં જતાંમાં શકુનિ તોડી તોડીને ખાશે."

આ સાંભળીને નક્ષત્રરાય ઝબકી ઉઠયો, અને મુખપર હાથ ફેરવવા લાગ્યો. કોમલ માંસના ઉપર શકુનિની ચાંચ પડવાની કલ્પના તેને ઘણી દુઃસહ જણાઇ. રઘુપતિને પ્રણામ કરીને તે ઝડપથી ત્યાંથી ચાલ્યો. તે ઓરડામાંથી, અજવાળું, હવા ને માણસની ગડબડમાં જઇને નક્ષત્રરાયને ફરી જીવમાં જીવ આવ્યો.

---

## પ્રકરણ ૧૭ મું.



તે દહાડે સાંઝે નક્ષત્રરાયની પાસે ધ્રુવ "કાકા" "કાકા" કહીને દોડતો આવ્યો, બે નાના હાથ તેના ગળા પર વીંટાળીને—પોતાનું કપાળ તેના કપાળ પર લગાડીને, મુખની પાસે મુખ રાખ્યું. આસ્તે આસ્તે બોલ્યો "કાકા"

નક્ષત્રરાય બોલ્યો, "છિઃ આમ બોલતો ના, હું તારો કાકો નથી."

ધ્રુવ તેને આટલી મુદ્દત હમ્મેશાં કાકાજ કહેતો હતો, આજે એકાએક બનાઇ સાંભળીને તે ઘણો આશ્ચર્ય પામ્યો. દિલગીરી થયો. ગંભીર મુખથી થોડીવાર સૂધી મૂગો બેસી રહયો, ત્યાર પછી નક્ષત્રરાયની સામું મોટી આંખ તાકીને તેણે પૂછયું, "તમે કોણ છો ?

નક્ષત્રરાયે કહ્યું "હું તારો કાકો નથી."

આ સાંભળીને એકદમ ધ્રુવને ઘણું હસવું આવ્યું, આટલી મોટી અ-

નક્ષત્રરાય બોલી ઉઠયો, "તે ધ્રુવછે."

રઘુપતિએ પ્રશ્ન પૂછયો, "ધ્રુવ કોણ છે?"

નક્ષત્રરાયે જવાબ આપ્યો, "તે એક બાલક છે."

રઘુપતિ બોલ્યો, "હું તેને જાણુંછું, તેને જાણુંછું! રાજાનો પોતાનો છોકરો નથી, તેને છોકરા પ્રમાણે પાળેછે. પોતાના દીકરાને લોકો કેમ ચાહેછે તે હું જાણતો નથી, પરંતુ પાલિત છોકરાને જીવના કરતાં વધારે ચાહે છે તે હું જાણુંછું. પોતાની બધી સંપદના કરતાં તેનું સુખ રાજાને વધારે સમજાયછે. પોતાના માથાપરના મુકુટ કરતાં તેના માથાપર મુકુટ જોયાથી રાજાને વધારે આનંદ થાયછે."

નક્ષત્રરાય આશ્ચર્ય પામીને બોલ્યો, "બરાબર કહો છો."

રઘુપતિએ કહયું, "બરાબર તેમજ છે, નહિ? રાજા તેને કેટલો ચાહેછે તે હું શું જાણતો નથી? હું શું સમજી શકતો નથી? હું પણ તેને ચાહુંછું. તેને લાવવા ચાહુંછું. નક્ષત્રરાય રઘુપતિની સામું જોઇ રહયો. તે પોતાના મનમાં બોલ્યો, " હુ પણ તેમજ ચાહુ છે."

રઘુપતિએ કહ્યું, "તેને લાવવો પડશે, આજ લાવવો પડશે, આજે રાતે જોઇએ." નક્ષત્રરાય પ્રતિધ્વનિ પ્રમાણે બોલ્યો, "આજ રાતેજ જોઇએ."

નક્ષત્રરાય મોં સામુ કેટલીક વાર જોયા પછી ગળાનો અવાજ કંઇક ઓછો કરીને રઘુપતિ બોલ્યો, "આ બાળકજ તારો દુશ્મન છે, તે શું તું જાણે છે? તું રાજ વંશમાં જન્મ્યો છે, કયાંનો એક અજાણ્યા કુળનો બાળક તારા માથા પરથી મુકુટ છીનવી લેવા આવ્યો છે તે શું તું જાણે છે? જે રાજગાદી તારી રાહ જુએ છે, તે સિંહાસનમાં તેને માટે જગા મુકરર થઇ છે, તે શું બે આંખ હોવા છતાં તું જોઇ શકતો નથી?"

નક્ષત્રરાયની પાસે એ કંઇ નવી વાત નહોતી. તે પણ પહેલાં આવું 'વતો હતો. તે સગર્વથી બોલ્યો, "તે શું કહેવાય એમ છે મહારાજ! હું જોવા પામતો નથી?"

રઘુપતિ બોલ્યો, "ત્યારે હવે શું છે, ત્યારે તેને આણી આપ તારી ગાદીનો અટકાવ દૂર કર. આ બાકી રહેલા થોડાક કલાક જેમ તેમ ગાળીશ તો ત્યાર પછી તું ક્યારે લાવીશ ?"

નક્ષત્રરાય બોલ્યો, "આજે સાંઝે અંધારૂં થયે."

જનોઇને અડકીને રઘુપતિ બોલ્યો, "જો તું નહિ લાવે તો બ્રાહ્મણનો શાપ લાગશે. તેમ થવાથી જે મુખે તેં પ્રતિજ્ઞા ઉચ્ચારણ કરી છે, તે મુખનું માંસ ત્રિરાત્રિ નહિ જતાં જતાંમાં શકુનિ તોડી તોડીને ખાશે."

આ સાંભળીને નક્ષત્રરાય ઝબકી ઉઠ્યો, અને મુખપર હાથ ફેરવવા લાગ્યો. કોમલ માંસના ઉપર શકુનિની ચાંચ પડવાની કલ્પના તેને ઘણી દુઃસહ જણાઇ. રઘુપતિને પ્રણામ કરીને તે ઝડપથી ત્યાંથી ચાલ્યો. તે ઓરડામાંથી, અજવાળું, હવા ને માણસની ગડબડમાં જઇને નક્ષત્રરાયને ફરી જીવમાં જીવ આવ્યો.

---

## પ્રકરણ ૧૭ મું.



તે દહાડે સાંઝે નક્ષત્રરાયની પાસે ધ્રુવ "કાકા" "કાકા" કહીને દોડતો આવ્યો, બે નાના હાથ તેના ગળા પર વીંટાળીને—પોતાનું કપાળ તેના કપાળ પર લગાડીને, મુખની પાસે મુખ રાખ્યું. આસ્તે આસ્તે બોલ્યો "કાકા"

નક્ષત્રરાય બોલ્યો, "છિઃ આમ બોલતો ના, હું તારો કાકો નથી."

ધ્રુવ તેને આટલી મુદત હમ્મેશાં કાકાજ કહેતો હતો, આજે એકાએક મનાઇ સાંભળીને તે ઘણો આશ્ચર્ય પામ્યો. દિલગીરી થયો. ગંભીર મુખથી થોડીવાર સૂધી મૂગો બેસી રહયો, ત્યાર પછી નક્ષત્રરાયની સામું મોટી આંખ તાકીને તેણે પૂછ્યું; "તમે કોણ છો ?

નક્ષત્રરાયે કહ્યું "હું તારો કાકો નથી."

આ સાંભળીને એકદમ ધ્રુવને ઘણું હસવું આવ્યું, આટલી મોટી

સંભવ વાત તેણે પહેલાં કોઇ વખતે સાંભળી નહોતી, તે હસીને બોલ્યો, "તમે કાકા છો !" નક્ષત્ર જેમ જેમ મનાઇ કરવા લાગ્યો, તેમ તેમ તે કહેવા લાગ્યો કે "તમે કાકા છો" તેનું હસવું પણ વધવા લાગ્યું. તે નક્ષત્ર રાયને "કાકા" "કાકા" કહીને ચીડાવવા લાગ્યો. નક્ષત્ર બોલ્યો, "ધ્રુવ તારી બહેનને જોવા જઇશુ ?"

ધ્રુવ ઝડપથી નક્ષત્રનું ગળુ છોડી દઇ ઉભો થઇને બોલ્યો," બહેન કયાં છે ?"

નક્ષત્ર બોલ્યો "માની પાસે છે,"

ધ્રુવે કહ્યું "મા કયાં છે ?"

નક્ષત્રે કહ્યું, "મા એક જગાએ છે. હું જવાનો છું. તારે આવવું છે?"

ધ્રુવે હાથની તાલીઓ પાડતાં પાડતાં પૂછ્યું, "કયારે લઇ જશો કાકા?"

નક્ષત્ર બોલ્યો, "હમણાં."

ધ્રુવ આનંદની બૂમ પાડીને જોરથી નક્ષત્રને ગળે બાઝી પડયો. નક્ષત્ર તેને ખોળે લઇ ચાદર વીંટાળીને છુપે દરવાજેથી બહાર નીકળી ગયો.

આજે રાતે રસ્તામાં માણસને નીકળવાની મનાઇ છે. એ વાસ્તે આજે રસ્તામાં પહેરેદાર નહોતા. છતાં નક્ષત્ર ચારે બાજુએ તીક્ષ્ણ કાતર દૃષ્ટિ નાંખતો ચાલ્યો. આકાશમાં પૂર્ણ ચંદ્ર છે.

મંદિરમાં જઇને નક્ષત્રરાય ધ્રુવને રઘુપતિના હાથમાં સોંપવા તૈયાર થયો. રઘુપતિને જોઇને ધ્રુવ બળથી નક્ષત્રરાયને બાઝી પડયો. કોઇરીતે તે તેને છોડવા ઇચ્છતો નહોતો. રઘુપતિએ તેને બળપૂર્વક લઇ લીધો. ધ્રુવ "કાકા" "કાકા" કહીને રોવા લાગ્યો. નક્ષત્રરાયની આંખોમાં પાણી આવી ગયાં, પરંતુ રઘુપતિની પાસે આ હૃદયની દુર્બલતા દેખાડવામાં તેને શરમ લાગવા માંડી તેથી તેણે આંખમાં કચરું પડયાનું બહાનું કાઢયું. રઘુપતિનું હૃદય તો પત્થરજ હતું. ધ્રુવ રોતો રોતો બહેન બહેન કહીને બૂમો પાડવા લાગ્યો, પણ બહેન આવી નહિ. રઘુપતિ વજસ્વરથી એક ધમકી દઇને ઉ-

ભયથી ધ્રુવ રોતો બંધ થઇ ગયો. તેનું રોવું કેવળ હુસકા રૂપ થઇ

થોડી થોડી વારે મોં ચીરાઇને બહાર નીકળવા લાગ્યું. માત્ર તે ચક્કિ દેવ મૂર્તિની સામું જોઇ રહ્યો.

ગોવિંદ માણિક્ય રાતે સ્વપ્નામાં રોવાનો અવાજ સાંભળીને જાગી ઉઠ્યો. એકદમ સાંભળ્યું તેની બારીની નીચેથી કોઈ મોટે સાદે બોલાવે છે, "મહારાજ—મહારાજ !"

રાજાએ સત્વર ઉઠીને ચંદ્રને અજવાળે જોયું તો ધ્રુવનો કાકો કેદારેશ્વર છે. તેણે પૂછ્યું, "શું થયું છે!"

કેદારેશ્વર બોલ્યો, "મહારાજ, મારો ધ્રુવ ક્યાં છે?"

રાજા બોલ્યો, "કેમ, તે પથારીમાં નથી સુતો!

કેદારેશ્વર બોલ્યો, "નહિ. સાંઝે ધ્રુવને દીઠો નહિ એટલે મેં યુવરાજ નક્ષત્રરાયના નોકરને પૂછ્યું. ત્યારે તેણે કહ્યું કે ધ્રુવ અન્તઃપુરમાં યુવરાજની પાસે છે, તે સાંભળીને હું નિશ્ચિંત થયો હતો. ઘણી રાત જવાથી મને આશંકા ઉત્પન્ન થઇ, તપાસ કરી, મેં જાણ્યું કે યુવરાજ નક્ષત્રરાય રાજમહેલમાં નથી. હું મહારાજને મળવાને માટે આતુર થયો, પણ પહેરગીરોએ કોઈ રીતે મારી વાત કબૂલ રાખી નહિ, એ વાસ્તે બારીની નીચેથી મહારાજને બોલાવ્યા છે, આપની નિદ્રા મેં ભંગ કરી છે, મારો એ અપરાધ ક્ષમા કરજો."

રાજાના મનમાં એક ભાવ વિજળીની પેઠે ચમક્યો. ત્રણ ચાર પહેરેગીરોને બોલાવ્યા, ને તેમને કહ્યું, "હથિયાર બંધ થઇને મારી જોડે ચાલો."

એક જણાએ કહ્યું, "મહારાજ આજે રાતે રસ્તામાં જવાની મનાઇ છે."

રાજા બોલ્યો, "હું હુકમ આપુછું."

કેદારેશ્વર સાથે જવાને તૈયાર થયો પણ રાજાએ પાછો ઘેર જવાને કહ્યું, વિજન માર્ગે ચંદનીમાં રાજા મંદિર તરફ ચાલ્યો

જ્યારે મંદિરનાં બારણાં એકદમ ઉઘાડયાં, ત્યારે જોવામાં આવ્યું કે હાથમાં તરવાર લઇને નક્ષત્ર અને રઘુપતિ દ્વાર પીએ છે. દીવાલે અજવાળું ત્યાં ઘણું નહોતુ, એક દીવો બળતો હતો. ધ્રુવ ક્યાં છે? ધ્રુવ કાલી

પ્રતિમાના પગ પાસે સૂતો છે, તેના ગાલપર સૂકાયલી આંસુની રેખા છે, હોઠ જરા ઉઘાડા છે, મોંપર ભય નથી, ચિંતા નથી, એને જાણે આ પથ્થરનું બિછાનું છે એવો ભાવ નથી, જાણે તે બહેનના ખોળાપર સૂતો છે. જાણે બોકી દઇને બહેને તેની આંખમાંનાં આંસુ લોહી નાંખ્યાં છે!

દારૂ પીધાથી નક્ષત્રનો પ્રાણ ચગડોળે ચઢી હાલ તે બેફામ જેવો થયો હતો, ગમે તેમ બકવાદ ને લવારો કરતો હતો. શરીરની પણ શુદ્ધિ નહોતી પણ રઘુપતિ સ્થિર બેસીને પૂજાના મુહૂર્તને માટે રાહ જોતો હતો. નક્ષત્રના પ્રલાપમાં તે કંઇ કાન આપતો નહોતો. આ વખતે નક્ષત્ર બોલતો હતો કે "પૂજારી મહારાજ, તમારા મનમાં ભય થાય છે? તમે ધારોછો કે હું પણ ડરૂછું? કઇ ડરવાતું નથી; મહારાજ! ભય શેનો! ભય કોનો! હું તમારી રક્ષા કરીશ. તમે શું ધારોછો કે હું રાજાથી ડરૂંછું. હું શાહ સુજાને ડરતો નથી હું સાજાહાનનો ભય કરતો નથી. પૂજારી મહારાજ! તમે કેમ બોલતા નથી, હું રાજાને પકડીને લાવત તો દેવીને સંતુષ્ટ કરવામાં વધારે ફાવત. આ છોકરો છે તેનું લોહી તે કેટલુ નીકળશે?"

એવામાં એકાએક મંદિરની ભીંત ઉપર છાયા પડી. નક્ષત્રરાયે પછવાડે ફરીને જોયું, તો રાજા આવ્યો છે!. ગભરાટથી તેનો નીશો ઉતરી ગયો. પોતાની છાયા જોઇને પોતે ફીકકો પડી ગયો. સૂતેલા ધ્રુવને ઝડપ બંધ ખોલામાં લઇને ગોવિંદ માણિક્યે સિપાઇઓને કહ્યું, "એ બે જણાને બંદીવાન કરો."

ચાર સિપાઇઓએ રઘુપતિ અને નક્ષત્રરાયના બે બે હાથ પકડયા. ધ્રુવને છાતી સરસો ચાંપીને વિજન માર્ગે જ્યોત્સ્નામાં રાજા રાજમહેલમાં પાછો આવ્યો. રઘુપતિ તથા નક્ષત્રરાય તે રાતે કેદખાનામાં રહ્યા.

---

## પ્રકરણ ૧૮ મું.

તેને બીજે દહાડે ન્યાય થવાનો હતો. ન્યાયાલય લોકોની ઠઠથી પરિપૂર્ણ થયું. ન્યાયાસનપર રાજા બેઠો છે, ચારે બાજૂએ સભાસદો બેઠા છે.

સામે બે બંદીવાન છે. એકેના હાથમાં બેડી નથી, કેવળ હથિયારબંધ સિપાઇઓ તેને ઘેરીને ઉભા છે. રઘુપતિ પથ્થરની મૂર્તિના જેવો ઉભો છે, નક્ષત્રરાય માથું નીચું ઘાલીને ઉભો છે.

રઘુપતિનો દોષ સાબિત કરીને રાજાએ તેને પૂછ્યું, " તમારે કંઇ કહેવાનું છે ? "

રઘુપતિ બોલ્યો, " મારો ન્યાય કરવાનો અધિકાર તમને નથી."

રાજા બોલ્યો, " ત્યારે તમારો ન્યાય કોણ કરે ? "

રઘુપતિ બોલ્યો, " હું બ્રાહ્મણ છું, હું દેવસેવક છું, દેવતા મારો ન્યાય કરશે. "

રાજાએ કહ્યું, " ઇશ્વર તો બધાંનો ન્યાય કરે છે. અમે તેના રાજદંડ છીએ. અમારા યોગેજ તે અપરાધીને સજા અપાવે છે. પાપીને સજા અને પુણ્યવાનને બદલો આપવા માટે જગતમાં તેના હજારો અનુચર છે. હું પણ તેમાંનો એક છું એટલે તમે કહો છો તે વાત ઉપર હું તમારી જોડે તર્ક કરવા ઇચ્છતો નથી, હું તમને પૂછું છું કે કાલે સાંઝે બળિ દેવાની ઇચ્છાથી તમે એક બાળક ચોર્યું હતું કે નહિ ? "

રઘુપતિ બોલ્યો, " હા. "

રાજાએ કહ્યું, " તમે અપરાધ કબૂલ કરોછો ? "

રઘુપતિ બોલ્યો, " અપરાધ ! અપરાધ શેનો ! હું માતાની આજ્ઞા પાળતો હતો, માજીનું કામ કરતો હતો, તમે તેમાં હરકત નાંખી છે, અપરાધ તમે કર્યો છે, હું માતાજીની સામે તમને અપરાધી કરૂં છું તે તમારો ન્યાય કરશે. "

રાજાએ તેના બોલવાનો કંઇ પણ જવાબ ન આપતાં કહ્યું, " મારા રાજ્યનો નિયમ આવો છે કે જે માણસ દેવતાના ઉદ્દેશથી પ્રાણીનું બલિદાન આપશે અથવા આપવાને તૈયાર થશે, તેને દેશનીકાળનો દંડ આપવામાં આવશે. તે દંડ તમને આપવામાં આવે છે. આઠ વર્ષને માટે તમે દેશનીકાલ થયા છો. સિપાઇઓ તમને મારી હદની બહાર મૂકી આવશે. "

સિપાઇઓ રઘુપતિને ન્યાયાલયમાંથી લઇ જવાને તૈયાર થયા હતા. તેઓને રઘુપતિએ કહ્યું, " સબુર કરો " રાજાની તરફ જોઇને કહ્યું, " તમારો ન્યાય પુરો થયો છે, હવે હું મારો ન્યાય કરીશ, તમે ધ્યાન આપો. ચઉદ દેવતાઓની પૂજાની બે રાતે જે કોઈ રસ્તામાં નીકળે તે પુરોહિતની પાસે દંડિત થશે, એવો મારા મંદિરનો નિયમ છે. તે જુના નિયમ પ્રમાણે તમે મારી પાસે દંડાઈ છો."

રાજા બોલ્યો " હું તમારો દંડ ગ્રહણ કરવાને માટે તૈયાર છું."

સભાસદો બોલ્યા, " આ અપરાધને માટે પૈસાની સજા અપાઇ શકાય છે."

પુરોહિત બોલ્યો, " હુ તમને બે લાખ રૂપીઆ સજા કરૂ છું. હમણા તે આપવા."

રાજાએ થોડોક વાર વિચાર કરીને પછી બોલ્યો, " ઠીક છે. " કોપાધ્યક્ષને બોલાવીને બે લાખ રૂપીઆ આપવાનો હુકમ આપ્યો. સિપાઇઓ રઘુપતિને બાહાર લઇ ગયા.

રઘુપતિ ગયા પછી નક્ષત્રરાયની તરફ જોઇને રાજા દઢસ્વરથી બોલ્યો, " નક્ષત્રરાય, તારો અપરાધ તુ કબૂલ કરે છે કે નહિ ? "

નક્ષત્રરાય બોલ્યો, " મહારાજ, હુ અપરાધી છુ, મને ક્ષમા કરો." આવું બોલીને તે દોડતો આવીને રાજાના પગને વળગી પડયો.

મહારાજા વિચલિત થયો. થોડી વાર સુધી જીભ ઉપડી નહિ અને પોતાને ટટાર કરીને બોલ્યો, " નક્ષત્રરાય, ઉઠ મારી વાત સાંભળ, હું માફ કરનારો કોણ ? હુ મારા પોતાના શાસનથી પોતેજ બાંદીવાન છુ. જેમ બંદીવાન બંદીવાન છે તેમ ન્યાયાધિશ પણ બંદીવાન છે. એકજ અપરાધથી હું એક માણસને સજા દઉ, અને એક જણાને માફ કરૂ એ શારીતે થાય? તેનો તુજ વિચાર કર."

સભાસદો બોલી ઉઠયા, " મહારાજ, નક્ષત્રરાય આપનોજ ભાઈ છે, આપના ભાઇને ક્ષમા કરો."

રાજા દૃઢ સ્વરથી બોલ્યો, " તમે બધાં ચૂપ રહો, સાંભળો ! જ્યા સુધી હુ આ ગાદી ઉપર છુ, ત્યા સુધી હુ કોઇનો પણ ભાઇ નથી, કોઇનો પણ મિત્ર નથી."

સભાસદો ચો તરફ મૂગા રહ્યા. રાજા ગભીરસ્વરથી કહેવા લાગ્યો, " તુમે બધાએ સાંભળ્યુ છે, મારોજ નિયમ એ છે કે જે માણસ દેવતા ના ઉદ્દેશથી પ્રાણીનું બલિદાન આપે અથવા આપવાને તૈયાર થાય તેને દેશ નીકાલની સજા થાય છે. કાલે સાંઝે નક્ષત્રરાયે પુરોહિતની સાથે મસલત કરીને બલિ આપવાની ઇચ્છાથી એક બાલકનુ હરણ કર્યું હતું એ અપરાધ સાબિત થવાથી મેં તને આઠ વર્ષની દેશનીકાલની સજા આપી છે."

જ્યારે સિપાઇઓ નક્ષત્રરાયને લઇ જવાને તૈયાર થયા, ત્યારે રાજાએ સિંહાસન ઉપરથી ઉતરીને નક્ષત્રરાયને આલિંગન કર્યું અને રોતાં રોતાં કહ્યું, " બેટા, તને સજા થઇ નહિ પણ તે સજા મને થઇ. કોણ જાણે આગળે જન્મે મેં શો અપરાધ કર્યો હશે, જેટલા દહાડા તુ મિત્રોની પાસેથી દૂર રહે તેટલા દહાડા દેવતા તારી જોડેને જોડે રહે, તારૂ મગળ કરે."

આ ખબર બધે પસરી અંતઃપુરમાં રોવાનો અવાજ ઉઠયો. રાજા એકાંત ઓરડામાં જઇને બારણું બધ કરીને બેઠો. હાથ જોડીને તે કહેવા લાગ્યો, " પ્રભુ, મેં જો કોઇ પણ વખત અપરાધ કર્યો હોય તો મને ક્ષમા કરતા ના, મારા ઉપર કંઇપણ કૃપા કરશો ના, મને મારા પાપની સજા આપો. પાપ કરીને સજા ભાગવવી એ સહન થઇ શકેછે પણ મારો બોઝો સહન થઇ શકતો નથી પ્રભુ."

નક્ષત્રરાયનો પ્રેમ રાજાના મનમાં બમણો આવવા લાગ્યો. નક્ષત્રરાયનુ નાનપણનું મોં તેના મનમાં આવવા લાગ્યું. તે જે રમત કરતો હતો, જે વાત કરતો હતો, જે કામ કરતો હતો, તે એકે એકે તેના મનમાં આવવાં લાગ્યાં. બાલક નક્ષત્રરાયને દહાડે તડકો અને રાત્રે હસતા આકાશમાં થંઢ વગેરે વેઠવાં પડશે; એ વિચારથી રાજાની બેઉ આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં.

---

# પ્રકરણ ૧૯ મું.

જ્યારે દેશ નીકાલ જવાની વખતે રઘુપતિને સિપાઇઓએ પૂછ્યું, "મહારાજ, કેઈ તરફ જવું છે? ત્યારે રઘુપતિએ જવાબ આપ્યો, "પશ્ચિમ તરફ જવું છે."

નવ દિવસ પશ્ચિમ તરફ ચાલ્યા. પછી બંદીવાન તથા સિપાઇઓ ઢાકાની પાસે આવી પહોંચ્યા. તે વેળાએ સિપાઇઓ રઘુપતિને છોડી દઇને પાછા પોતાના મુકામ તરફ વળ્યા.

રઘુપતિ મનમાં ને મનમાં બોલ્યો, "કળિકાલમાં બ્રાહ્મણનો શાપ તો ફળતો નથી, પણ જોઉં જોઇએ કે બ્રાહ્મણની બુદ્ધિ ક્યાં સૂધી જાય છે! જોઉં જોઇએ ગોવિંદ માણિક્ય કેવો રાજા છે અને હું કેવો પુરોહિત છું!"

ત્રિપુરાના મેદાનમાંના મંદિરના ખૂણામાં મોગલ રાજ્યના કંઈ બહુ સમાચાર પહોંચતા નહોતા એ વાસ્તે રઘુપતિ ઢાકા શહેરમાં જઇને મોગલોની રીત ભાત તથા રાજ્યની અવસ્થા જાણવા આતુર થયો.

તે વેળાએ મોગલ બાદશાહ શાહ જાહાનનું રાજ હતું. તેનો ત્રીજો કુંવર ઔરંગજેબ દક્ષિણમાં વિજાપુર ઉપર ચઢવાની તૈયારી કરતો હતો, તેનો બીજો કુંવર સુજા બંગાળાનો અધિપતિ હતો, રાજમહલમાં તેની રાજધાની હતી. નાનો કુંવર સુરાવ ગૂજરાતનો શાસન કર્તા હતો; મોટો યુવરાજ દારા રાજધાની દિલ્લીમાં રહેતો હતો, બાદશાહની ઉમ્મર ૬૭ વર્ષની હતી. તેનું શરીર ઠીક નહિ હોવાથી દારાના ઉપર બાદશાહી ચલાવવાનો બોઝો આવી પડયો હતો.

રઘુપતિ થોડો કાલ સુધી ઢાકમાં રહીને ઉર્દુ ભાષા શીખ્યો, અને પછી ત્યાંથી રાજમહલ તરફ જવા નીકલ્યો.

જ્યારે તે રાજમહલમાં પહોચ્યો, ત્યારે હિંદુસ્તાનમાં મોટી ગડબડ

થઇ રહી હતી. ખૂમાટો ઉડયો હતો કે શાહજહાન મરણ પથારીએ સૂતો છે. આ ખબર સાંભળતાંજ સુજા પોતાનું લશ્કર લઇને દિલ્લી તરફ જવા નીકળ્યો. બાદશાહના ચારે છોકરાઓ મરવા પડેલા શાહજહાનના માથા ઉપરથી તરાપ મારીને મુકુટ લઇ લેવાને એકીવારે આતુર થઇ પડયા હતા.

બ્રાહ્મણ તરત અરાજક રાજમહલ છોડીને સુજાની જોડે ચાલ્યો. માણસો, પાલખી ઉપાડનારાં માણસોને રજા આપીને પોતાની જોડે જે બે લાખ રૂપીઆ હતા તે રાજમહલની પાસેના એક વિજન જંગલમાં દાટયા. તેના ઉપર એક ચિહ્ન મૂકીને ગયો. પોતાની જોડે થોડાક પૈસા રાખ્યા હતા. બળી ગયલી ઝુંપડી, પરિત્યકત ગામ, કચરાયલાં ખેતરને લક્ષીને રઘુપતિ અવિશ્રામથી આગળ જવા લાગ્યો. રઘુપતિએ સન્યાસીનો વેશ ધારણ કર્યો પરંતુ સંન્યાસીનો વેશ ધારણ કરવા છતાં પણ ખાવાનું મળવું મુશ્કેલ પડતું હતું. કારણકે તીડના જેવું લશ્કર જે માર્ગથી જતું હતું તેની બેઉ બાજૂએ કેવળ દુકાળજ પડી રહેતો હતો. લશ્કરના માણસો ઘોડાં તથા હાથીઓને માટે કાચા અનાજના છોડ કાપી ગયા હતાં. ખેહુતને તેમાંથી એક કણપણ અનાજનો મળ્યો નહિ. ચોતરફ કેવળ લૂટવાનો ધંધો ચાલતો હતો. ઘણા ખરા માણસો ગામ છોડીને નાઠા હતા, ભોગજોગે એક બે માણસો નજર પડતા તો મોં પર હસવું જણાતું નહોતું, તેઓ ચકિત હરણોના પ્રમાણે સાવચેત રહેતા હતાં, કોઇના ઉપર પણ તેઓ વિશ્વાસ રખતા નહોતા, કોઇના ઉપર દયા કરતા નહોતા. વિજન માર્ગની પાસે ઝાડની નીચે લાકડી હાથમાં લઇને બે ચાર માણસો બેઠેલા જેવામાં આવતા હતા, મુસાફરનો શિકાર કરવા માટે તેઓ આખો દહાંડો વાટ જોતા હતા. ધૂમકેતુના પછવાડે આવતાં ઉલ્કાના પ્રમાણે લૂટારાઓ લશ્કરી માણસની પછવાડે થઇને બાકી રહેલી લૂટેખૂંટને લઇ જતા હતા. એટલુંજ નહિ પણ મરેલા માણસના શરીર ઉપર શિયાળવાં કુતરાંની પેઠે વખતો વખત ટોળાબંધ લશ્કરી માણસો તથા લૂટારાઓના ટોળા વચ્ચે લડાઈ થતી હતી. નિષ્ઠુરતા લશ્કરમાં રમતી હતી. કંઇ હાનિ નહિ કરનારા મુસાફરના

પેટમાં પણ ખખ લઇને એક તરવાર ભોંકવી અથવા તેનું માથું પાઘડી સાથે ઉરાડી દેવું એ તેઓની સામાન્ય ઠઠ્ઠા મશ્કરી હતી! ગામના માણસો તેઓને જોઇને ડરતા, તેમને ડરતાં જોઇ તેઓ બહુ વિનોદ પામતા હતા. લૂટવામાં અને ગામના લોકોને દુઃખ દેવામાં તેઓ આનંદ પામતા હતા. બે આબરૂદાર બ્રાહ્મણને એકની પીઠપછવાડે ગોઠવીને તેમની ચોટલીઓ ગંઠાડીને તેમના નાકમાં તપકીર નાંખતા હતા. બે ઘોડાની પીઠ ઉપર એક માણસને બેસાડીને તે બે ઘોડાને ચાબક મારતા તેથી બેઉ ઘોડા બે જૂદી જૂદી બાજૂએ દોડવા જતા અને વચમાંનો માણસ નીચે પડીને તેના હાથ પગ ભાંગતા હતા. આવી રીતે દરરોજ નવી નવી રમત તેઓ શોધતા હતા. વિના કારણ ગામો બાળી મૂકતા હતા. અને કહેતા કે બાદશાહના સન્માનને માટે એતો દારૂખાનું લગાવ્યું હતું. લશ્કરના માર્ગમાં આવા જૂલમનાં હજારો ચિહ્ન પડેલાં છે. ત્યા રઘુપતિ શી રીતે પરોણા ચાકરી મેળવી શકે? કોઈ દહાડો ભૂખ્યો રહેતો તો કાંઈ દહાડો થોડું ખવાનું મળતું. થાકનો માર્યો રાતે અંધારામાં એક ભાંગલી પરિત્યાગ કરેલી ઝુંપડીમાં જઈને સૂતો હતો. સવારે ઉઠીને જૂએ છે તો એક છિન્ન શિરવાળા મૃત દેહને આખી રાત તકીયો કરીને સૂતો હતો. એક દહાડો બપોરે રઘુપતિએ ભૂખ્યા થવાથી એક ઝુંપડીમાં જઇને જોયું તો એક માણસ પોતાની ભાંગેલી ઉઘાડી પેટીને ટેકીને પડયો હતો. તેણે અનુમાન કર્યું કે આ માણસનું ધન લૂટાયું હશે તેથી તે શોક કરતો હશે, પાસે જઇને તેણે હાથ લગાડયો તો તે પડી ગયો. તે મૃત દેહ હતું. તેનો પ્રાણ કયારનો ચાલ્યો ગયો હતો.

એક દહાડો રઘુપતિ એક ઝુંપડીમાં સૂતો હતો, રાત્રિ ગઇ નહોતી, થોડીક ઘડી બાકી છે. એવામાં ધીરે ધીરે બારણું ઉઘડયું. શરતના ચાંદણાની જોડે જોડે કેટલીક છાયા ઘરમાં આવી ફિસફિસ શબ્દ સંભળાયો, રઘુપતિ ઝબકી ઉઠીને બેઠો. તે ઉઠે છે એવામાં કેટલીક સ્ત્રીઓ સભયથી બોલી, "ઓ મારે!" એક પુરૂષ આગળ વધીને બોલ્યો, "કોણ હે રે!"

રઘુપતિ બોલ્યો, "હું બ્રાહ્મણ છું. મુસાફર છું. તમે કોણ છો ?"

"અમારૂં આ મકાન છે. અમે મકાન છોડીને નાસી ગયાં હતાં. મોગલનું લશ્કર જતું રહ્યું છે તે સાંભળીને અમે પાછાં આવ્યાં છીએ."

રઘુપતિએ પૂછ્યું, "મોગલનું લશ્કર કેઇ તરફ ગયું છે ?"

તેઓ બોલ્યા, "વિજયગઢની તરફ, હમણાં તેઓ વિજયગઢના જંગલમાં પેઠા છે."

રઘુપતિ બીજું કંઇ વધારે બોલ્યો નહિ, તે તરત ત્યાંથી જવાને નીકળ્યો.

---

## પ્રકરણ ૨૦ મું.



વિજયગઢના મોટા મેદાનમાં લૂટારાઓનો વાસ છે. વનમાંથી જે રસ્તો ફાટયો છે, તે રસ્તે બે બાજૂએ ઘણાં માણસોનાં હાડપિંજર છે, તેના ઉપર કેવળ વનફૂલ ખીલે છે, બીજાં કંઇ ચિહ્ન નથી. વનમાં વડ છે, બાવળ છે, લીમડો છે, સેંકડો જાતની વેલો તથા ગુલ્મ છે. ઠેકઠેકાણે પાણીના ખાબોચીઆં અથવા તળાવ જેવી નીચી જમીનમાં પાણી ભરાયલ છે. તેમાં પાંતરાં શડીને એકવાર પાણી લીલુ છમ થઇ ગયું છે. નાના નાના સાંકડા ચાલવાના માર્ગ છે, તે વાકા ચૂકા સાપના જેવા અંધારા જંગલમાં પ્રવેશ કરે છે. ઝાડની ડાળીઓપર ટોળે ટોળાં વાંદરાં છે. વડના ઝાડ ઉપરથી સેંકડો જટા અને વાંદરાંની પુછડીઓ ઝુલે છે. શિઉલી ફૂલના ઝાડનાં સફેદ ફૂલથી અને વાંદરાંના દાંતના વિકાસથી એક ભાંગેલું મંદિર છવાયલું છે. સાંઝે મોટા મોટા ઝાડ ઉપર ટોળે ટોળાં પંખીઓના અવાજથી અંધારા વનનું ઘોર અંધારૂં જાણે દીર્ણ વિદીર્ણ થઈ રહ્યું હોય ને! આજે આ મોટા જંગળમાં આસરે વીસ હજાર માણસનું લશ્કર પેઠું છે. લશ્કરનો સમાગમ જોઇને અસંખ્ય કાગડાં "કાકાં" કરતા ટોળે ટોળાં થઇને આકાશમાં ઉડતા ફરતા હતા. હિમ્મત કરીને ડાળીપર આ-

વીને બેસતા નહોતા. કોઇ જાતની ખડખડ કરવાની સેનાપતિની મનાઇ છે. લશ્કરે આખો દહાડો ચાલ્યા પછી સાંઝે વનમાં આવીને સૂકાં લાકડા એકઠા કરીને રાંધવાનું શરૂ કર્યું અને એક મેકમાં ધીરે ધીરે વાત કરવા લાગ્યા. તેઓના ગુણ ગુણ સ્વરથી આખું જંગલ ધમ ધમ કરવા લાગ્યુ. રાતે કોઇપણ જીવડાનો અવાજ સંભળાતો નહોતો. ઝાડના થડમાં બાંધેલા ઘોડા વખતો વખત ખરીથી માટી ખણે છે અને ખોખારે છે. તેનાથી આખું જંગલ ચમકવા લાગ્યું. ભાંગલા મંદિરની પાસે ખાલી જગાપર શાહ સુજાના તંબુઓ પડયા છે. બીજા બધા આજે ઝાડ નીચે રહેલા છે.

જ્યારે આખો દહાડો ચાલતો રઘુપતિ વનમાં પેઠો ત્યારે રાત થઇ ગઇ છે. ઘણું ખરૂ લશ્કર તે વેળાએ નિઃસ્તબ્ધ સૂતું હતું. થોડાક માણસો મૂગા મૂગા પહેરો દે છે. વખતો વખત એક જગાએ આગ પેટવે છે— અંધારૂં જાણે ઘણી મુશ્કેલથી નિદ્રાક્રાન્ત લાલ આંખ મેલવે છે! રઘુપતિને વનમાં પગ મૂકતાંજ વીસ હજાર માણસના લશ્કરનો શ્વાસ સાંભળવા લાગ્યો. જંગલનાં હજારો ઝાડ ડાલ વિસ્તારીને પહેરો દે છે. કાલપેચક પોતાના તરતના જન્મેલા બચ્ચાંની ઉપર છાતી ફેલાવીને બેસે છે, તેમજ ડાળની બહારની વિરાટ રાત્રિ અરણ્યની અંદરની ગાઢતર રાત્રિના ઉપર પાંખ વિસ્તારીને નીરવે બેઠી છે, અરણ્યની અંદર એક રાત્રિ મુખને ઢાંકીને સૂતી છે, અરણ્યની બહાર એક રાત્રિ માથું ઉંચું કરીને ાગે છે. રઘુપતિ તે રાત્રે વનમાં જઇને સૂતો.

સવારે તે એક બે લાકડીના ઠુંઠુકા ખાઇને ગભરાતો જાગી ઉઠ્યો. તેણે જોયું તો કેટલાક પાઘડી બાંધેલી દાઢીવાળા તુરાણી માણસો પરદેશી ભાષામાં તેને કંઇ કહેતા હતા, તે સાંભળીને તેણે અનુમાન કરી લીધું કે તે ગાળો દે છે. તેણે પણ બંગાળી ભાષામાં તેઓને શાળા સંબંધ પ્રચાર કર્યો. તેઓ તેને ખેંચાખેંચી કરવા લાગ્યા. રઘુપતિ બોલ્યો "શુ તમને મશ્કેરી કરવી છે? પણ તેઓના આચારણથી મશ્કેરીના કંઇ લક્ષણ પ્રકાશ થયાં નહિ. જંગલમાંથી તેઓ તેને ખેંચીને લઇ

જવા લાગ્યા. તે ઘણો અસંતોષ પ્રકાશ કરીને બોલ્યો, "શા માટે ખેંચા ખેંચી કરોછો? હું તમારી જોડે આવુંછું આટલો રસ્તો હું શી રીતે આવ્યો?" લશ્કરી સિપાઇઓ હસવા લાગ્યા. અને તેઓ બંગાળીની નકલ કરવા લાગ્યા. ધીરે ધીરે તેની ચોગરદમ ઘણા માણસો એકઠા થયા. તે તેની વાતને લઇને મોટી ગડબડ મચાવવા લાગ્યા. કષ્ટ દેવામાં પણ કંઈ બાકી રાખ્યું નહિ, એક સિપાઇએ વણનવાડની પૂછડી પકડીને તેના મુંડિત માથા ઉપર નાંખી—જોવાની ઇચ્છા હતી કે તે ફલ સમજીને ખાય છે કે નહિ. એક સિપાઇ તેના નાક આગળ નેતરની એક છડી નમાવીને તેની જોડે જોડે ચાલ્યો, થોડુંક ચાલી છડીના એક તરફના છેડાએ કદમ છોડી દીધા. રઘુપતિના મોં ઉપરથી નાકની સમુન્નત મહિમા એકીવારે બધી લોપ થયાની સંભાવના હતી. લશ્કરના માણસોના હસવાથી કાનન શબ્દાયમાન થવા લાગ્યું. આજે બપોરે લઢાઇ કરવી પડશે, તેથી સવારે રઘુપતિને લઇને તેઓની મોટી રમત ગમત થવા લાગી. રમવાનું પૂરૂં થયા પછી બ્રાહ્મણને સુજાના તંબુમાં લઇ ગયા.

સુજાને જોઇને રઘુપતિએ સલામ કરી નહિ. તે દેવતા તથા સોના વિના બીજા કોઇની પાસે માથું નમાવતો નહોતો. માથું ઉચુ કરીને ઉભો રહયો. હાથ ઉંચા કરીને બોલ્યો, શાહના શાહનો જય થાઓ! સુજા દારૂનો પ્યાલો લઇને સભાસદોની સાથે બેઠો હતો, આળસ્ય વિજંડિત સ્વરે ઘણીજ ઉપેક્ષાથી તે બોલ્યો, "શું થયું છે?"

સિપાઇએ કહ્યું, "જનાબ, દુશ્મનની તરફનો છુપો જાસુસ આપણું બળ જાણવા આવ્યો હતો, અમે તેને આપની પાસે પકડી લાવ્યા છીએ."

સુજા બોલ્યો, "ઠીક છે, ઠીક છે, બિચારો જોવા આવ્યો છે તો તેને સારી રીતે બધું દેખાડીને છોડી મૂકો. પોતાના દેશમાં જઇને તેની વાતો કરશે."

રઘુપતિ ખરાબ હિંદુસ્તાનીમાં બોલ્યો, "સરકારકી તાબેદારીમેં મેં કામ કરવાની અરજ કરતા હુ."

સુજાએ આળસ્યથી હાથ હલાવીને તેને જલદીથી જવાની ઇશારત કરી અને તે બોલ્યો, "ગરમ" જે પવન નાંખતો હતો, તે બમણા જોરથી પંખો ચલાવવા લાગ્યો.

દારાએ તેના પુત્ર સુલેમાનને રાજા જયસિંહના તાબામા સુજાનું આક્રમણ રોકવાને મોકલ્યો છે, તે તેઓના મોટા લશ્કરની પાસે આવ્યો છે, તેની ખબર આવી હતી. તેથીજ વિજયગઢનો કિલ્લો તાબે કરીને ત્યાં લશ્કર એકઠું કરવા માટે સુજા આતુર થયો હતો. સુજાના હાથમાં કિલ્લો અને સરકારી ખજાનો આપવાનો પ્રસ્તાવ લઇને વિજયગઢના અધિપતિ વિક્રમસિંહની પાસે દૂત ગયો હતો. વિક્રમસિંહે તે દૂતને મોઢે કહાવી મોકલ્યું હતું કે, "હું કેવળ દિલ્લીશ્વર શાહજહાન અને જગદીશ્વર ભવાની પતિને જાણું છું, સુજા કોણ છે? હું તેને ઓળખતો નથી."

સુજા જડિતસ્વરથી બોલ્યો, "મોટો બેઅદબ છે! નકામી વળી લઢાઇ કરવી પડશે, મોટી લઢાઇ થશે!"

રઘુપતિએ એ બધું સાંભળ્યું. સિપાઇઓએ હાથ છોડતાંજ તે વિજયગઢ તરફ ચાલ્યો.

---

## પ્રકરણ ૨૧ મું.

પહાડના ઉપર વિજયગઢ છે. વિજયગઢનું જંગળ ગઢની પાસેથીજ પૂરૂં થયું છે. જંગળમાંથી નીકળતાં રઘુપતિએ એકદમ જોયું. દીર્ઘ પાષાણ દુર્ગ જાણે નીલ આકાશમાં ઉભો રહેલો છે. જેમ જંગળ પોતાના હજારો તરૂજાળથી પ્રચ્છન્ન છે. તેમ કિલ્લો પોતાના પથ્થરમાં પોતે બંધાયલોછે. અરણ્ય સાવધાની આપે છે, દુર્ગ સતર્ક કરેછે. અરણ્ય વાઘના જેવો થાપો મારીને પૂછડી નમાવીને બેઠું છે. કિલ્લો સિંહની પેઠે યાલ ફલાવીને ડોકું વાંકુ કરીને ઉભો છે. અરણ્ય માટીમાં કાન મેલીને સાંભળે છે, દુર્ગ આકાશમાં માથું ઉપાડીને જૂએ છે.

રઘુપતિ જંગળમાંથી બહાર પડવાંજ કિલ્લાની દિવાલ ઉપર, લશ્કર સચકિત થઇને ચઢયું. રણશિંગડું વગાડયું. કિલ્લો જાણે સિંહનાદ કરીને દાંત પીસતો ને પંજો પછાડતો ભ્રુકુટિ કરીને ઉભો થયો. રઘુપતિ જનોઇ દેખાડીને હાથ ઉંચા કરીને ઇશારત કરવા લાગ્યો. સિપાઇઓ સાવચેત થઇને ઉભા રહ્યા. રઘુપતિ જ્યારે કિલ્લાની દિવાલ પાસે આવી પહોચ્યો, ત્યારે સિપાઇઓએ પૂછ્યું કે તમે કોણ છો ? રઘુપતિએ જવાબ આપ્યો, " હું બ્રાહ્મણ છું, મુસાફર છું અતિથિ છું."

દુર્ગાધિપતિ વિક્રમસિંહ ઘણો ધર્મનિષ્ટ છે. તે દેવતા બ્રાહ્મણ અને અતિથિની સેવામાંજ લાગેલો રહેતો હતો. જનોઇવાળાને કિલ્લામાં પેસવાને માટે બીજી કંઇ પણ ઓળખાણ આપવાની જરૂર નહોતી પરંતુ આજે લઢાઇનો દહાડો હતો. શું કરવું જોઇએ તેનું સિપાઇઓ અનુમાન કરી શકતા નહોતા. રઘુપતિએ કહ્યું, " તમે આશ્રય નહિ આપશો તો મારે મુસલમાનને હાથે મરવું પડશે." વિક્રમસિંહના કાનમાં જ્યારે આ બોલ ગયા, ત્યારે તેણે આ બ્રાહ્મણને કિલ્લામાં આશ્રય આપવાનો હુકમ આપ્યો, દિવાલ ઉપરથી એક સીડી નાંખી. રઘુપતિ કિલ્લામાં પેઠો.

કિલ્લામાં બધા લઢાઇની વાટ જોતા બેઠા હતા. વૃદ્ધ કાકા સાહેબે બ્રાહ્મણ અતિથિને ખવાડવાનો બોઝો પોતે લીધો. તેનું ખરૂં નામ ખડગસિંહ હતું પણ તેને કોઇ કહે છે "કાકા સાહેબ" કોઇ કહે છે "સુબાદાર સાબ"– શામાટે કહે છે તેનું કંઇ કારણ મળતું નથી. પૃથિવીમાં તેના કોઈ ભાઇ ભતરીજા નથી. તેને કાકો થવાનો કંઇ અધિકાર અથવા સુદૂરની સંભાવના પણ નથી– અને તેના ભતરીજા જેટલા છે તેના સુબા તેના કરતાં ઓછા નથી. પરંતુ આજ સૂધી કોઇ તેની ઉપાધિના સંબંધમાં કોઇ જાતની આપત્તિ અથવા સદેહ લાવતા નથી. જે વગર કાકે કાકો છે. વિના સુબે સુબાદાર છે, સંસારની અનિત્યની તથા લક્ષ્મીની ચપળતાથી પદચ્યુતિની કંઇ આશંકા નથી.

કાકા સાહેબ આવીને બોલ્યા, "વાહવા, આ તો ખરેખરા બ્રાહ્મણ

છે. આવું કહીને તેણે ભક્તિ પુર્વક પ્રણામ કર્યા. રઘુપતિની એક રીતે જોતાં તેજવાન દીપ્ત શિખા જેવી આકૃતિ હતી, જે જોઇને એકદમ પતંગો મૂગા થઇ જતાં હતાં.

કાકા સાહેબ જગતની હાલની ખરાબ અવસ્થાથી ખેદિત થઇને બોલ્યો, "મહારાજ, સારા બ્રાહ્મણ આજ કાલ કેટલા મળે છે!"

રઘુપતિ બોલ્યો, "ઘણા થોડા."

કાકા સાહેબે કહ્યું, "આગલા વખતમાં બ્રાહ્મણના મોં ઉપર તેજ હતું. હમણાં બધાં તેજે અગસ્ત પેઠે જઠરમાં આશ્રય લીધો છે."

રઘુપતિ બોલ્યો, "તે પણ આગલા વખત પ્રમાણે ક્યાં છે?"

કાકા સાહેબે માથું હલાવીને કહ્યું, "ઠીક કહોછો! અગસ્તમુનિએ જેટલું પીધું હતું તે ઉપરથી કહેલું ખાય તે એકવાર સમજી લ્યો."

રઘુપતિ બોલ્યો, "બીજાં પણ ઉદાહરણ છે."

કાકા સાહેબ, "હા છે જન્હુ મુનિની તરસની વાતો સંભળાય છે પણ તેની ભૂખની વાતો ક્યાં પણ લખી નથી. અનુમાન કરી શકાય છે. નાની હરડે ન ખાધાથીજ ઓછું ખવાય એમ નથી, તેઓ રોજ કેટલીક નાની હરડે ખાતા હતા તેનો હિસાબ હોત તો તે સમજાત."

રઘુપતિ બ્રાહ્મણનું માહાત્મ્ય સ્મરણ કરીને ગંભીર ભાવથી બોલ્યો, "નહિ સાહેબ, ખાવાના મામલા ઉપર તેઓનું બહુ લક્ષ નહોતું."

કાકા સાહેબે જીભ કચરીને કહ્યું, "રામ રામ શું કહોછો મહારાજ, તેઓનો જઠરાનલ બહુ પ્રબલ હતો તેનાં ઘણા પ્રમાણો છે. કેમ જોતા નથી લે કરીને બીજી બધી આગ હોલવાઇ ગઇ છે, હોમની આગ્નિ પણ સળગતી નથી, પરંતુ—"

રઘુપતિ જરા દિલગીર થઇને બોલ્યો, "હોમની અગ્નિ શી રીતે સળગવા પામે? દેશમાં ઘી ક્યાં રહેલું છે? પાપડોએ બધી ગાયનો નાશ કર્યો છે, હમણાં હવ્ય ક્યાં મળે છે? હોમાગ્નિ નહિ સળગ્યાથી બ્રહ્મતેજ હવે કેટલા દહાડા ટકશે!" આવું કહીને રઘુપતિ પોતામાં છુપી દાહકશક્તિ ઘણી છે એમ અનુભવવા લાગ્યો.

કાકા સાહેબે કહ્યું, "તમે ખરૂં કહો છો મહારાજ. ગાય મરીને આ-જ કાલે મનુષ્ય લોકોમાં જન્મ લેવાનો આરંભ કર્યો છે. પરંતુ તેઓની પા-સેથી ઘી મેળવવાની આશા રાખી શકાતી નથી. મગજનો સંપૂર્ણ અભાવ છે. મહારાજનું ક્યાંથી પધારવું થયું છે ?"

રઘુપતિ બોલ્યો, "ત્રિપુરામાંથી."

વિજયગઢની બાહારના હિંદુસ્તાનની ભૂગોળ અથવા ઇતિહાસના સંબંધમાં કાકા સાહેબનું જ્ઞાન અતિ સામાન્ય હતું. વિજયગઢ શિવાય હિં-દુસ્તાનમાં જાણવા યોગ્ય બીજા કોઇ દેશ છે તે ઉપર પણ તેનો વિશ્વાસ નહોતો. મનના તરંગી અનુમાનના ઉપર સંપૂર્ણ આધાર રાખીને તે બોલ્યો, "આહા ત્રિપુરાનો રાજા મોટો રાજા છે."

રઘુપતિએ તેમાં સંપૂર્ણ અનુમોદન આપ્યું.

કાકા સાહેબ બોલ્યા, "મહારાજ તમે શું કહો છો?"

રઘુપતિએ કહ્યું, "હું ત્રિપુરાનો રાજગોર છું. અથવા રાજ પુરોહિત છું."

કાકા સાહેબે આંખ બંધ કરીને માથું હલાવીને કહ્યું, "આહા!" રઘુપતિના ઉપર તેની ભક્તિ ઘણી વધી. "તમે શું કરવા આવ્યા છો."

રઘુપતિએ કહ્યું, "તીર્થ કરવા માટે હું આવ્યો છું."

ધડાક લઇને એક મોટો અવાજ થયો. શત્રુઓએ કિલ્લા ઉપર હલ્લો કર્યો છે. કાકા સાહેબ હસીને આંખ મીચીને બોલ્યો, "એતો કંઇ નહિં; પથ્થર પડે છે." વિજયગઢના ઉપર કાકા સાહેબનો વિશ્વાસ જેટલો મજબૂત હતો તેટલો પથ્થર ઉપર નહોતો. પરદેશી માણસ કિલ્લામાં આવ્યાથી કાકા સાહેબ તેના મનપર સંપૂર્ણ રીતે અધિકાર કરી લઇને બેસતો હતો અને વિજયગઢનું મહાત્મ્ય તેના મનમાં ઠસાવતો હતો. ત્રિપુરામાં રાજાના મહેલમાંથી રઘુપતિ આવ્યો છે; એવા પરોણા ઘણું કરીને શોધિતાંએ મળતાં નથી; કાકા સાહેબ ઘણા ઉલ્લાસમાં હતા. પરોણાની જોડે વિજયગઢના ઇતિહાસ વિષે ચર્ચા કરવા લાગ્યા. તેણે કહયું, "બ્રહ્માનો અંડ

છે. આવું કહીને તેણે ભક્તિ પુર્વક પ્રણામ કર્યા. રઘુપતિની એક રીતે જોતાં તેજવાન દીપ્ત શિખા જેવી આકૃતિ હતી, જે જોઇને એકદમ પતંગો મૂગા થઇ જતાં હતાં.

કાકા સાહેબ જગતની હાલની ખરાબ અવસ્થાથી ખેદિત થઇને બોલ્યો, "મહારાજ, સારા બ્રાહ્મણ આજ કાલ કેટલા મળે છે!"

રઘુપતિ બોલ્યો, "ઘણા થોડા."

કાકા સાહેબે કહ્યું, "આગલા વખતમાં બ્રાહ્મણના મોં ઉપર તેજ હતું. હમણાં બધાં તેજે અગસ્ત પેઠે જઠરમાં આશ્રય લીધો છે."

રઘુપતિ બોલ્યો, "તે પણ આગલા વખત પ્રમાણે ક્યાં છે?"

કાકા સાહેબે માથું હલાવીને કહ્યું, "ઠીક કહોછો! અગસ્તમુનિએ જેટલું પીધું હતું તે ઉપરથી કહેલું ખાય તે એકવાર સમજી લ્યો."

રઘુપતિ બોલ્યો, "બીજાં પણ ઉદાહરણ છે."

કાકા સાહેબ, "હા છે જન્હુ મુનિની તરસની વાતો સંભળાય છે પણ તેની ભૂખની વાતો કયાં પણ લખી નથી. અનુમાન કરી શકાય છે. નાની હરડે ન ખાધાથીજ ઓછું ખવાય એમ નથી, તેઓ રોજ કેટલીક નાની હરડે ખાતા હતા તેનો હિસાબ હોત તો તે સમજાત."

રઘુપતિ બ્રાહ્મણનું માહાત્મ્ય સ્મરણ કરીને ગંભીર ભાવથી બોલ્યો, "નહિ સાહેબ, ખાવાના મામલા ઉપર તેઓનું બહુ લક્ષ નહોતું."

કાકા સાહેબે જીભ કચરીને કહ્યું, "રામ રામ શું કહોછો મહારાજ, તેઓનો જઠરાનલ બહુ પ્રબલ હતો તેનાં ઘણા પ્રમાણો છે. કેમ જોતા નથી ...લે કરીને બીજી બધી આગ હોલવાઇ ગઇ છે, હોમની અગ્નિ પણ ...ળગતી નથી, પરંતુ—"

રઘુપતિ જરા દિલગીર થઇને બોલ્યો, "હોમની અગ્નિ શી રીતે સળગવા પામે? દેશમાં ઘી ક્યાં રહેલું છે? પાપડાએ બધી ગાયનો નાશ કર્યો છે, હમણાં હવ્ય કયાં મળે છે? હોમાગ્નિ નહિ સળગ્યાથી બ્રહ્મતેજ હવે કેટલા દહાડા ટકશે!" આવું કહીને રઘુપતિ પોતામાં છુપી દાહકશક્તિ ઘણી છે એમ અનુભવવા લાગ્યો.

માં ગોળાઓ આવી પડવા માંડયાં, કિલ્લા ઉપર લશ્કરમાંનાં બે ચાર માણસો જખમી થયાં તથા બે ચાર મરવા પડયાં.

"મહારાજ, કંઇ ભય પામશો ના, આ બધી રમત થાય છે." આવું કહીને કાકા સાહેબ રઘુપતિને કિલ્લામાં લઇ જઇને ચારે તરફ દેખાડવા લાગ્યા, કેઇ જગાએ હથિયારખાનું છે, કેઇ જગાએ કોઠાર છે, કેઇ જગાએ જખમી થયલાની દવાશાળા છે, કયાં બંદીખાનું છે, કયાં દરબાર છે એ બધું બારીકીથી દેખાડવા લાગ્યા અને વારંવાર રઘુપતિના મોં સામુ જોવા લાગ્યા. રઘુપતિ બોલ્યો, "ઘણીજ ઉતમ ગોઠવણ છે! ત્રિપુરાનો કિલ્લો આની પાસે નહિ જેવો છે. પણ સાહેબ છુપી રીતે નાસવા માટે ત્રિપુરાના કિલ્લામાં એક ઘણોજ આશ્ચર્ય પમાડે એવો સુરંગનો રસ્તો છે, પણ અહિં તો હું એવું કંઈ જોતો નથી!"

કાકા સાહેબ કંઇ કહેવા જતા હતા એટલામાં પોતે રોકાઇને બોલ્યો, "આ કિલ્લામાં એવું કંઇ નથી."

રઘુપતિએ અજાયબી દેખાડીને કહ્યું, "આટલો મોટો કિલ્લો છે છતાં એક પણ સુંરગનો રસ્તો નથી, એ શું કહેવાય?"

કાકા સાહેબ કંઇક દિલગીર થઇને બોલ્યા, "શુ એવું તે હોય? રસ્તો ખરો, પણ અમેજ જાણતાં ન હોઇએ તો તમને કયાંથી દેખાય?"

રઘુપતિ હસીને બોલ્યો, "તેમ જો હોય તો તે રહેવો ન રહેવો જ્યારે આપ તે રસ્તો જાણતા નથી ત્યારે બીજો કોણ જાણ-

ગંભીર થઇને થોડીક વાર સુધી મૂંગા રહ્યા પછી
રામ! કહીને હાય મારવા લાગ્યા, ત્યાર પછી
વાર હાથ ફેરવીને બોલ્યા, "મહારાજ, તમે
ા તમને કહેવામાં કંઇ દોષ નથી— કિલ્લામાં
ી બહાર નીકળવાનો એમ બે છૂપા રસ્તાઓ
ણ માણસને દેખાડવાની સખ્ત મનાઇ છે."

અને વિજયગઢનો કિલ્લો લગભગ એકજ વખતે ઉત્પન્ન થયાં હતા અને બરાબર મનુના પછીથી મહારાજ વિક્રમસિંહના પૂર્વજો આ કિલ્લા ઉપર હકુમત કરતા આવ્યા છે. તે વિષયે કંઇ શક રહી શકતો નથી. આ કિલ્લા ઉપર શિવનું વરદાન છે, અને આ કિલ્લામાં કાર્ત્તવીર્યાર્જુન શી રીતે બંદીવાન થયો હતો તે પણ રઘુપતિના જાણવાથી બહાર નહોતું

સાંઝે જણાયું કે દુશ્મનો કિલ્લાનું કોઇ રીતનું નુકશાન કરવા પામ્યા નથી. તેઓએ તોપ માંડી હતી પણ તોપના ગોળા કિલ્લામાં પહોંચી શકયા નહિ. કાકા સાહેબે હસતાં હસતાં રઘુપતિની સામું જોયું. તે જોવાની મતલબ એ હતી કે કિલ્લાના ઉપર શિવનું જે વરદાન છે તેનું આ શું પ્રત્યક્ષ પ્રમાણ ન ગણાય. જણાય છે કે નંદી પોતે આપીને તોપના ગોળા છુપાવીને ગયો છે. કૈલાસમાં ગણપતિ અને કાર્ત્તિકને રમવા માટે લઇ ગયોછે.

---

## પ્રકરણ ૨૨ મું.

શાહ સુજાને કોઇ રીતે હાથમાં લેવો એજ રઘુપતિની મતલબ હતી. તેણે જ્યારે સાંભળ્યું કે સુજાએ કિલ્લા ઉપર ઘેરો નાખ્યો છે, ત્યારે તેણે પોતાના મનમાં ધાર્યું કે કિલ્લામાંથી જઇને કોઈ રીતે સુજાને કિલ્લો ફતેહ કરવામાં મિત્રની પેઠે મદદ આપવાથી મારૂં કામ થાય—પરંતુ તે બ્રાહ્મણ આ લઢાઇ બખેડાની સામું જોતો નહોતો, માત્ર શો ઉપાય કર્યાથી સુજાને મદદ આપી શકાય તેનો વિચાર કરવા લાગ્યો પણ તેની તેને કંઇપણ સૂજ પડી નહિ.

બીજે દહાડે ફરી લઢાઇ શરૂ થઇ. સામાવાળા દુશ્મનોએ દારૂ ગોળાથી કિલ્લાની દિવાલ કંઇક ભાંગી નાખી હતી; ઘણી ગોળાઓ મારવાથી પણ કિલ્લામાં પેસી શકયા નહિ. એટલામાં તો ભાંગેલો કોટ જોતજોતાંમાં આ પક્ષવાળાએ ફરી ચણી લીધો. આજે વખતો વખત કિલ્લા-

માં ગોળાઓ આવી પડવા માંડયા, કિલ્લા ઉપર લશ્કરમાંનાં બે ચાર માણસો જખમી થયાં તથા બે ચાર મરવા પડયાં.

"મહારાજ, કંઇ ભય પામશો ના, આ બધી રમત થાય છે." આવું કહીને કાકા સાહેબ રઘુપતિને કિલ્લામાં લઇ જઇને ચારે તરફ દેખાડવા લાગ્યા, કેઇ જગાએ હથિયારખાનું છે, કેઇ જગાએ કોઠાર છે, કેઇ જગાએ જખમી થયલાની દવાશાળા છે, કયાં બંદીખાનું છે, કયાં દરબાર છે એ બધું બારીકીથી દેખાડવા લાગ્યા અને વારંવાર રઘુપતિના મોં સામુ જોવા લાગ્યા. રઘુપતિ બોલ્યો, "ઘણીજ ઉતમ ગોઠવણ છે! ત્રિપુરાનો કિલ્લો આની પાસે નહિ જેવો છે. પણ સાહેબ છુપી રીતે નાસવા માટે ત્રિપુરાના કિલ્લામાં એક ઘણોજ આશ્ચર્ય પમાડે એવો સુરંગનો રસ્તો છે, પણ અહિં તો હું એવું કંઈ જોતો નથી!"

કાકા સાહેબ કંઇ કહેવા જતા હતા એટલામાં પોતે રોકાઇને બોલ્યો, "આ કિલ્લામાં એવું કંઇ નથી."

રઘુપતિએ અજાયબી દેખાડીને કહ્યું, "આટલો મોટો કિલ્લો છે તે છતાં એક પણ સુરંગનો રસ્તો નથી, એ શું કહેવાય?"

કાકા સાહેબ કંઇક દિલગીર થઇને બોલ્યા, "શુ એવું તે હોય? રસ્તો છે તો ખરો, પણ અમેજ જાણતાં ન હોઇએ તો તમને કયાંથી દેખાય?"

રઘુપતિ હસીને બોલ્યો, "તેમ જો હોય તો તે રહેવો ન રહેવો સરખો છે. જ્યારે આપ તે રસ્તો જાણતા નથી ત્યારે બીજો કોણ જાણવા પામે?"

કાકા સાહેબ ઘણા ગંભીર થઇને થોડીક વાર સુધી મૂગા રહ્યા પછી એકદમ "હરિ! હે રામ! રામ! કહીને હાય મારવા લાગ્યા, ત્યાર પછી મોં મૂછ દાઢીપર એક બે વાર હાથ ફેરવીને બોલ્યા, "મહારાજ, તમે પૂજા અર્ચના લઇને રહોછો તમને કહેવામાં કંઇ દોષ નથી– કિલ્લામાં પેસવાનો અને કિલ્લામાંથી બહાર નીકળવાનો એમ બે છૂપા રસ્તાઓ છે, પણ તે બહારના કોઇ પણ માણસને દેખાડવાની સખ્ત મનાઇ છે.'

રઘુપતિ જરા શક પડતે અવાજે બોલ્યો, “ખરેખર તેમ કદાચ હોય!”

કાકા સાહેબે જોયું કે તેમાં મારોજ દોષ છે, એકવાર “ નથી ” એકવાર “ છે ” એમ કહ્યાથી લોકોને કુદરતી શક પડે. પરદેશી માણસની નજરમાં ત્રિપુરાના કિલ્લા કરતાં વિજયગઢનો કોઇ ભાગ ન્યૂન જણાય; એ કાકા સાહેબથી સહન થઈ શકતું નહોતું.

તેણે કહ્યું, “ મહારાજ આપનું ત્રિપુરા ઘણે છેટે છે અને આપ બ્રાહ્મણ છો, દેવસેવા કરવાનું આપનું ફક્ત કામ છે, આપનાથી કંઇ છુપી વાત જાહેર થઈ જવાની કંઇ પણ સંભાવના નથી. ”

રઘુપતિ બોલ્યો, ” શું કામ સાહેબ, શંક પડતો હોય તો આ બધી વાત કરવાની જરૂર નથી ! હું બ્રાહ્મણનો દીકરો છું. મારે કિલ્લાની ખબ્બર જાણવાનું શું કામ છે ? ”

કાકા સાહેબ પોતાની જીભ દાંતવતે કચરીને બોલ્યો, “ રામ રામ, આપના ઉપર વળી શક શેનો લઉં ? પધારો, એકવાર આપને દેખાડી લાઉં.”

તે વેળાએ કિલ્લાની બહાર સુજાના લશ્કરમાં સારો બંદોબસ્ત નહોતો. જંગલમાં સુજાના તંબુઓ હતા, સુલેમાન અને જયસિંહના લશ્કરે આ-વીને તેને એકદમ બંદીવાન કર્યો હતો, અને હમણાં તેજ લશ્કર કિલ્લા ઉપર હુમલો કરનારાઓના ઉપર ઓચિંતું આવી પડયું. સુજાનાં માણસો લડાઇ કર્યાવિના વીશ તોપો પડતી મૂકીને નાઠા.

કિલ્લામાં મોટો શોરબકોર થયો. વિક્રમસિંહની પાસે સુલેમાનનો દૂત આવતાંજ તેણે કિલ્લાનો દરવાજો ઉઘાડયો. પોતે આગળ વધીને સુલેમાન તથા રાજા જયસિંહને આવકાર દીધો. દિલ્લીના બાદશાહનો લશ્કર અને હાથી ઘોડાથી કિલ્લો પરિપૂર્ણ થઈ ગયો. વાવટા ઉડવા લાગ્યા, શંખ અને રણતુર વાગવા લાગ્યાં. સફેદ મૂછ નીચે કાકા સાહેબનું સફેદ હસવું પરિપૂર્ણ પ્રસ્ફુટિત થઇ પડયું.

---

# પ્રકરણ ૨૩ મું.

---

કાકા સાહેબને આજનો દિવસ કેવો આનંદનો દિલ્લીના બાદશાહનું રજપુત લશ્કર વિજયગઢમાં અતિથિ થયું છે. પ્રબળ પરાક્રમી શાહ સુજા આજે વિજયગઢમાં બંદીવાન છે, કાર્ત્તવીર્યાર્જુન પછી વિજયગઢમાં આવો બંદીવાન બીજો કોઇ થયો નહોતો. કાર્ત્તવીર્યાર્જુનના બંધનની દશા યાદ લાવીને, હાય મારીને કાકા સાહેબે રજપુત સુચેત્‌સિંહને કહ્યું, "અનુમાન કરો કે હજાર હાથમાં સાંકળ પહેરાવતાં કેવી તૈયારી કરવી પડી હશે! કળિયુગ થયો છે ત્યારથી ધામ ધૂમ બિલકુલ ઓછી થઈ ગઇ છે. ગમે તો રાજાનો કુંવર હોય કે બાદશાહનો શાહજાદો હોય પણ બજારમાં બે કરતાં વધારે હાથવાળો કોઇ શોધતાંએ મળતો નથી. બાંધીને સુખ નથી."

સુચેતસિંહ હસીને પોતાના હાથ તરફ જોઇને બોલ્યો, "આ બે હાથજ ઘણા છે."

કાકા સાહેબ જરા વિચાર કરીને બોલ્યો, "ખરું છે, તે વેળાએ ઘણું વધારે કામ હતું. આજ કાલ કામ ઘણું ઓછું થયું છે કે આ બે હાથની કંઇ તલાસ લઇ શકાતી નથી પણ બીજા હાથ હોત તો બીજુ દાઢીમાં તો લગાડત."

આજે કાકા સાહેબે વેશભૂષામાં કંઇ ન્યૂન રાખ્યું નહોતું. હડપચી-ની નીચેથી પોતાની પાકી થઇ ગયલી દાઢી તેણે બે ભાગે વહેંચીને પોતાના બે કાન ઉપર લટકાવી હતી. માથાપર વાંકી પાઘડી, ને કમરમાં વાંકી તરવાર ઘાલી હતી. જરીનો જોડો શિંઘડાના જેવા વાંકા ચાંચવાળા છે. આજ કાકા સાહેબની ચાલવાની ઢબ પણ કંઇ ઓર પ્રકારની છે, જાણે વિજયગઢનો મહિમા તેના આખા શરીરમાં તરંગિત થાય છે. આજે બધા અકલમંદ માણસોની પાસે વિજયગઢના મહાત્મ્યનું પ્રમાણ થશે, આ આનંદથી તેને આજ ખાવુ પીવુ કે ઉંઘનો વિચાર પણ આવતો નથી.

સુચેતસિંહને જોડે લઇને લગભગ આખો દહાડો કાકાસાહેબે કિલ્લો જોવામાં ગાળ્યો. સુચેતસિંહ જ્યાં કોઇ જાતની અજાયબી પ્રકાશ કરતો નહિ, ત્યાં કાકા સાહેબે પોતે વાહવા વાહવા કહીને પોતાનો ઉત્સાહ રજપુત વીરના હૃદયમાં સંચારિત કરવાનો યત્ન કર્યો. વિશેષ કરીને કિલ્લાની દિવાલની બનાવટના સંબંધમાં તેને ઘણો પરિશ્રય કરવો પડયો. કિલ્લાની દિવાલ જેવી અવિચલિત હતી તેવુંજ અથવા તેથી પણ વધારે સુચેતસિંહનું મોં અવિચલિતભાવનું થયું હતું. તેણે કોઇ રીતે પોતાના મનનો ભાવ જાહેર કર્યો નહિ. કાકા સાહેબ કોઇ વખતે દક્ષિણ તરફ તો કોઇ વખતે ઉત્તર કોટ તરફ ફેરવતાં ફેરવતાં લઇ જતા હતા અને વારે વાર કહેતા હતા કે કેવો તારીફ લાયક કોટ ચણ્યો છે. પરંતુ કોઇ રીતે સુચેતસિંહના હૃદયમાં દુર્ગની બનાવટ ઠસી નહિ. આખરે સાંઝે થાકીને સુચેતસિંહ બોલી ઉઠયો, "મેં ભરતપુરનો કિલ્લો દીઠો છે તેથી બીજા કિલ્લા મારી આંખે સારા લાગતા હતા."

કાકા સાહેબ કોઇની જોડે કદી પણ વિવાદ કરતો નહોતો— ઘણોજ દિલગીર થઇને તે બોલ્યો, "અવસ્ય અવસ્ય! આમ કહી શકો છો ખરા!"

નિશ્વાસ નાખીને દુર્ગ સંબંધમાં બોલવુ બંધ કર્યું. વિક્રમસિંહના વડાઓ દુર્ગાસિંહની વાત કહેવાનો આરંભ કર્યો, તેણે કહ્યું, "દુર્ગાસિંહને ત્રણ કુંવરો હતા. ચિત્રસિંહનો એક આશ્ચર્ય અભ્યાસ હતો. તે રોજ સવારે આસરે અડધો સેર ચણા દૂધમાં ઉકાળીને ખાતો હતો. તેનું શરીર પણ તેવુંજ હતું.—ઠીક છેજી! તમે જે ભરતપુરના કિલ્લા વિષે કહ્યું તે ખચીત ઘણો મોટો કિલ્લો હશે પણ બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાં તેના વિષે કંઇ લખ્યું નથી!"

સુચેતસિંહ હસીને બોલ્યો, "તેને માટે કામમાં તો કંઇ હરકત પુગતી નથી."

કાકા સાહેબ જરા મુશ્કેલથી હસીને બોલ્યો, "હા હા હા તે તો ખરૂં છે, તે તો ખરૂં છે! તોપણ શું તમે જાણોછો કે ત્રિપુરાનો ગઢ પણ કંઇ નાનો સુનો ગઢ નથી પણ વિજયગઢનો—"

સુચેતસિંહ બોલ્યો, "ત્રિપુરા વળી કિયા મુલકમાં છે ?"

કાકા બાહુએ કહ્યું, "તે મોટો મુલક છે, આટલું કહેવાની શી જરૂર છે. ત્યાંનો રાજગોર અમારા કિલ્લામાં પરોણો થઇને ઉતર્યો છે. તમે તેના મોંથી બધું સાંભળશો."

બ્રાહ્મણની શોધ કાઢી પણ તેનો ક્યાં પણ પત્તો મળ્યો નહિ. કાકા સાહેબનું હૈયું બ્રાહ્મણને માટે વ્યાકુળ થવા લાગ્યું. તે પોતાના મનમાં કહેવા લાગ્યો, "આ રજપુતના કરતાં પેલો બ્રાહ્મણ ઘણોજ સારો છે." સુચેતસિંહની પાસે રઘુપતિની બહુ પ્રશંસા કરવા લાગ્યો અને આ વિજયગઢના સંબંધમાં રઘુપતિનો શો મત છે તે પણ તેણે કહ્યું.

---

## પ્રકરણ ૨૪ મું.

કાકા સાહેબના હાથમાંથી છટકવાને સુચેતસિંહને વધારે કોશેશ કરવી પડી નહિ. કાલે સવારે બંદીવાનની સાથે પાદશાહના લશ્કરને નીકળવાનો દહાડો મુકરર થયો હતો. જવાની તૈયારી કરવામાં લશ્કર રોકાયું હતું. બંદીખાનામાં શાહસુજા ઘણો ખેદ કરતો, પોતાના મનમાં કહેવાં લાગ્યો, "એઓ કેવા ખરાબ માણસો છે! તંબુમાંથી હુક્કો લાવવો જોઇએ, એ પણ તેઓના મનમાં આવ્યુ નહિ."

વિજયગઢના પહાડની નીચે એક ઉંડી ખાઇ છે. તે ખાઇના કિનારે એક વજ્રદગ્ધ વડની જટા છે. તે જટાની પાસે રઘુપતિએ મોડી રાતે ડૂબકી મારી અને તે અદૃશ્ય થઈ ગયો. પછી જણાયો નહિ.

છુપી રીતે કિલ્લામાં પ્રવેશ કરવા માટે જે સુરંગનો માર્ગ હતો—આ ખાઈના ઉંડા પાણીની નીચે તેમાં પ્રવેશ કરવાનું મોં હતું. એ રસ્તે થઈને સુરંગ આગળ જઇને બળથી નીચે ધકો માર્યો તેથી પથ્થર પડી ગયો, તેને કોઈ રીતે ઉપર ઉંચકી શકાતો નહોતો. તેથી જેઓ કિલ્લાની અંદર છે, તેઓ એ રસ્તેથી બહાર નીકળી શકતા નહોતા.

બંદીખાનામાં પલંગ ઉપર સુજા સૂતો હતો. પલંગ શિવાય ઓરડામાં બીજો કંઇ પણ સામાન નહોતો. એક દીવો ત્યાં બળતો હતો. એકદમ ઓરડામાં કાણું પડયું. ધીરે ધીરે માથું ઉપર આવવા માંડયું અને થોડી વારે રઘુપતિ નીચેથી ધીરે ધીરે ઉપર આવીને ઉભો રહ્યો, તેનું આખું શરીર ભીંજાયલું છે. ભીનાં લૂગડાંમાંથી પાણીની ધારા પડે છે. રઘુપતિએ ધીરે ધીરે સુજાને સ્પર્શ કર્યો.

સુજા ચમકીને ઉઠયો અને આંખ ચોળતો ચોળતો કેટલીક પળ બેઠા પછી આળસ ભરેલા અવાજથી બોલ્યો, "શું થયું છે, એઓ શું રાતે પણ મને ઊંઘવા દેશે નહિ ? તમારી ચાલથી હું અજાયબ થાઉં છું."

રઘુપતિએ ધીરા અવાજથી કહ્યું, "શાહજાદા, ઉઠો. હું પેલો બ્રાહ્મણ છું. મને યાદ કરો, ભવિષ્યમાં પણ મને યાદ રાખજો."

બીજે દહાડે સવારે પાદશાહનું લશ્કર જવાને તૈયાર થયું. સુજાને ઊંઘમાથી જગાડવા માટે રાજા જયસિંહ પોતે કેદખાનામાં આવ્યો. તેણે આવીને જોયું તો જણાયું કે સુજા હજી સુધી પલંગમાંથી ઉઠયો નથી. તેણે પાસે જઇને સ્પર્શ કર્યો તેણે જોયું કે ત્યાં સુજા નથી, તેનાં કપડાં પડેલાં છે. સુજા નથી. ઓરડાની ભોંય ઉપર સુરંગનો ખાડો છે, તેનો પથ્થર ઉઘાડો પડેલો છે.

કેદી નાઠાના સમાચાર કિલ્લામાં ફેલાયા. તેની શોધ કાઢવા માટે ચારે તરફ માણસો દોડયાં. રાજા વિક્રમસિંહનું માથું નીચું થયું. કેદી શી રીતે નાઠો, તેનો નિર્ણય કરવા માટે સભા ભરાઇ.

કાકા સાહેબનો પેલો ગર્વિત સહર્ષ ભાવ કયાં ગયો. તે ગાંડા જેવો થઇને બ્રાહ્મણ કયાં છે, બ્રાહ્મણ કયાં છે, કરતો રઘુપતિને શોધવા લાગ્યો. બ્રાહ્મણ કયાં પણ નથી. પાઘડી ઉતારીને કાકા સાહેબ થોડો વખત માથે હાથ મૂકીને બેઠા. સુચેતસિંહ તેની પાસે આવીને બેઠો અને તેણે કહ્યું, "કાકા સાહેબ, કેવું આશ્ચર્ય કારખાનું આ શું બન્યું ભૂતે કર્યું છે ?" કાકા સાહેબ દિલગીરીથી ડોકું હલાવીને બોલ્યો, "નહિ, એ ભૂતે કર્યું

નથી; સુચેતસિંહ! આ એક ઘણાજ મૂર્ખ વૃદ્ધ અને બીજા એક વિશ્વાસ-ઘાતક પાષડનું કામ છે.”

સુચેતસિંહ આશ્ચર્ય પામીને બોલ્યો, “જો તમે તેને જાણો છો તો શા માટે તેને પકડી લાવતા નથી?”

કાકા સાહેબે કહ્યું, “તે બેમાંથી એક નાઠો છે. બીજા એક માણસને પકડીને રાજ સભામાં લઇ જાઉં છું.” આવું કહીને તેણે પોતાની પાઘડી પહેરી અને સભાનો પોશાક ધારણ કર્યો.

જે વેળાએ સભામાં પહેરેગીરોની સાક્ષી લેવામાં આવતી હતી, તે વેળાએ કાકા સાહેબ માથું નીચું ઘાલીને સભામાં આવ્યો. વિક્રમસિંહના પગની પાસે તરવાર મૂકીને કહ્યું, “મને બંદીવાન કરવાનો હુકમ આપો, હું અપરાધી છું.”

રાજા આશ્ચર્ય પામીને બોલ્યો, “કાકા સાહેબ, શું થયું છે તે કહો”

કાકા સાહેબે કહ્યું, “પેલો બ્રાહ્મણ! આ બધું પેલા બંગાલી બ્રાહ્મ-ણનું કામ છે.”

રાજા જયસિંહે પૂછ્યું, “તમે કોણ છો?”

કાકા સાહેબે કહ્યું “હું વિજયગઢનો વૃદ્ધ કાકા સાહેબ છું.”

જયસિંહે પૂછ્યું, “શું કર્યું છે?”

કાકા સાહેબે જવાબ દીધો, “મેં વિજયગઢનો છુપો રસ્તો બતાવીને વિશ્વાસઘાતકનું કામ કર્યું છે. મેં મૂર્ખની પેઠે ભરૂસો રાખીને, બંગાળીને સુરંગનો માર્ગ બતાવ્યો હતો.”

વિક્રમસિંહ એકદમ રાતો પીળો થઇને બોલ્યો, “ખડગસિંહ.”

કાકા સાહેબ ચમકી પડયો. તે લગ ભગ પોતાનું ખરૂં નામ ભૂલી ગયો હતો કે મારૂં નામ ખડગસિહ છે.

વિક્રમસિહે કહ્યું, “ખડગસિંહ, આટલી મુદતે તમે પાછા નાના બાલક જેવા થયા કે?”

કાકા સાહેબ માથું નીચું ઘાલીને મૂગા ઉભા રહ્યા.

વિક્રમસિંહે કહ્યું, " કાકા સાહેબ, આ કામ શું તમે કર્યું છે ? તમારે હાથે આજે વિજયગઢનું અપમાન થયું ? "

કાકા સાહેબ ચૂપ થઇને ઉભા રહ્યા, તેના હાથ થર થર કંપાયમાન થવા લાગ્યા. ધ્રુજતા હાથે તરવારને સ્પર્શ કરીને મનમાં ને મનમાં બોલ્યો, " નસીબ. "

વિક્રમસિંહ બોલ્યો, " મારા કિલ્લામાંથી દિલ્હીના પાદશાહનો દુશ્મન નાઠો છે. જાણો છો, તમે મને દિલ્હીના પાદશાહનો અપરાધી કર્યો છે. "

કાકા સાહેબે કહ્યું, "હુંજ એકલો અપરાધી છું. મહારાજ અપરાધી છે એ ઉપર દિલ્હીનો પાદશાહ વિશ્વાસ કરશે નહિ."

વિક્રમસિંહ ગુસ્સે થઇને બોલ્યો, " તમે કોણ છો, શું દિલ્હીનો પાદશાહ તમારી ખબર રાખે છે ? તમે તો મારા નોકરો છો. એથી મેં મારે પોતાને હાથે બંદીનું બંધન છોડી નાંખ્યું છે એમ ધારવામાં આવે."

કાકા સાહેબથી જવાબ દેવાયો નહિ. તે હવે આંખમાંનાં આંસુ રોકી શક્યો નહિ.

વિક્રમસિંહે પૂછ્યું, " તમને શી સજા આપું ? "

કાકા સાહેબે જવાબ આપ્યો, " જે મહારાજની ઇચ્છા હોય તે. "

વિક્રમસિંહે કહ્યું, " તમે ડોશા થયા છો, તમને બીજી વધારે શી સજા કરૂં. દેશ નીકાળની સજા તમારે માટે ઘણી છે. "

કાકા સાહેબ વિક્રમસિંહને પગે પડીને કહ્યું, " વિજયગઢમાંથી દેશ નીકાળ ? નહિ મહારાજ, હું વૃદ્ધ છું, મારી અકલમાં ફેર પડ્યો હતો. મને વિજયગઢમાં મરવા દ્યો, મારી નાખવાની સજા ફરમાવો, આ વૃદ્ધ ખ્મરે શિયાળ કુતરાંની પેઠે મને વિજયગઢમાંથી હાંકી મૂકશો ના. "

રાજા જયસિંહે કહ્યું, " મહારાજ, મારી ખાતર એનો અપરાધ માફ કરો. હું બાદશાહને બધી વાતનો ખુલાસો કરીશ. "

કાકા સાહેબને માફી બક્ષી. સભામાંથી બહાર નીકળતી વખતે કાકા સાહેબ ધ્રુજતો ધ્રુજતો પડી ગયો. તે દહાડેથી કાકા સાહેબ બહાર જણાતો નહોતો. તે પોતાના મુકામપરથી બહાર નીકળતો નહોતો. તેનો મેરૂ દંડ જાણે ભાંગી ગયો હોય એવી દશા થઇ.

# પ્રકરણ ૨૫ મું.

ગુજુરપાડા બ્રહ્મપુત્રના કિનારે એક નાનું ગામ છે. ત્યાં એક નાનો સરખો જમીનદાર રહે છે. તેનું નામ પીતાંબર રાય છે. ત્યાં માણસોની વસ્તી ઓછી છે. પીતાંબર પોતાના પુરાતન આંગણામાં બેસીને પોતાને રાજા માને છે. તેની રૈયત પણ તેને રાજા તરીકે માન આપે છે. તેનો રાજમહિમા નાના આંબાવાડિઓથી ઘેરાયલા નાના સરખા ગામમાંજ બિરાજે છે. તેનો યશ ગામના નિકુંજોમાં ધ્વનિત થઇને ગામની હદમાં વિલીન થઈ જાયછે. જગતના મોટા મોટા રાજાધિરાજનો પ્રબળ પ્રતાપ આવા છાયામય માળામાં પ્રવેશ કરી શકતો નથી. કેવળ તીર્થ સ્નાનને માટે નદી કિનારે ત્રિપુરાના રાજાનો એક મોટો મહેલ છે, પરંતુ ઘણી મુદતથી રાજાઓમાંથી કોઈ પણ સ્નાન કરવા આવતા નથી; તેથી ત્રિપુરાના રાજા સંબંધમાં ગામના રહેવાસીઓમાં કંઇ અસ્પષ્ટ લોકવાયકા ફક્ત ચાલેછે.

એક દહાડો ભાદરવા મહિનામાં ગામમા સમાચાર આવ્યા કે ત્રિપુરાનો એક રાજકુમાર નદી કિનારા પર પુરાનત રાજમહેલમાં રહેવા આવ્યો છે. થોડા દિવસમાં ઘણાક પાઘડી બાંધેલા માણસો આવીને મહેલમાં મોટી ધામધૂમ મચવવા લાગ્યા. તેને એક અઠવાડિયું થયું એટલામાં હાથી ઘોડા માણસ લશ્કર લઇને નક્ષત્રરાય ગુજુરપાડા ગામમાં આવી પહોંચ્યા. તેનો ઠાઠ જોઇને ગામના રહેવાસીઓના મોંમાંથી "રા" નીકલ્યો નહિ. પીતાંબરને આટલા દહાડાથી મોટો રાજા ધારતા હતા પરંતુ આજે તેને કોઈએ પણ યાદ કર્યો નહિ—નક્ષત્રરાયને જોઇને બધાં એકે અવાજે બોલ્યો, "હા! રાજપુત્ર આવાજ હોવા જોઇએ."

આવીરીતે પીતાંબરનો ફરસ બંદી ઓટલો એકીવારે ખીચોખીચ ભરાઇ ગયો ખરો, પરંતુ તેના આનંદની હદ પૂરી નહિ. નક્ષત્રરાયને તેણે એવો રાજા જાણ્યો કે પોતાનો નાનો રાજમહિમા નક્ષત્રરાયના ચરણમાં વિસર્જન આપીને તે તરત સુખી થયો. નક્ષત્રરાય કદાચિત્ હાથી ઉપર

બેસીને બહાર નીકળતો તો પીતાંબર પોતાની રૈયતને બોલાવીને કહેતો હતો કે રાજા જોયા છે? આ જૂઓ રાજા આવે છે તે જૂઓ” માછલાં, શાક ભાજી ખાવાની વસ્તુઓ ભેટ લઇને પીતાંબર દરરોજ નક્ષત્રરાયને જોવા આવતો હતો, નક્ષત્રરાયનું તરૂણ સુંદર મુખ જોઇને પીતાંમ્બરનો સ્નેહ ઉછળી પડતો હતો. નક્ષત્રરાય ગામનો રાજા થઇ પડયો; પીતાંબર રૈયતમાં સામેલ થયો.

દરરોજ ત્રણ વખત નોબત વાગવા લાગી, ગામના રસ્તા ઉપર હાથી ઘોડા ચાલવા લાગ્યા, રાજાના બારણે ઉઘાડી તરવારનો ચળકાટ દીસવા લાગ્યો. બજારમાં બેસી એ બધું જોઇને પીતાંબર અને તેની રૈયત ઘણાં ખુશી થાય છે. નક્ષત્રરાય આમ દેશ નીકાલમાં પણ રાજા થઇને બધું દુઃખ ભૂલી ગયો છે. અહિં રાજત્વનો ભાર કંઇ પણ નહોતો તે છતાં રાજત્વનું સુખ સંપૂર્ણ હતું. અહિં તે સંપૂર્ણ રીતે સ્વતંત્ર હતો, પોતાના દેશમાં તેનો આટલો પ્રબળ પ્રતાપ નહોતો. તેના શિવાય બીજું અહિં રઘુપતિની છાયા નહોતી. પોતાની મરજી પ્રમાણે નક્ષત્રરાય વિલાસમાં મગ્ન રહેતો હતો. ઢાકાથી નટ નટીઓ આવતાં. નૃતગીત વાદ્યમાં નક્ષત્રરાયને પળને માટે પણ અરુચિ નહોતી.

નક્ષત્રરાયે ત્રિપુરાના રાજ અનુષ્ઠાન બધાં ધારણ કર્યાં. નોકરોમાં કોઇનું નામ મંત્રી રાખ્યું, કોઇનું નામ સેનાપતિ પાડયું, પીતાંબર દિવાનજીના નામથી ઓળખાવા લાગ્યો. રીતસર દરબાર ભરાતો હતો. નક્ષત્રરાય મોટા ડંબરથી ન્યાય કરતો હતો નકુડે આવીને ફરિયાદી માંડી, મથુર મારી હજામત કરેછે તેનો રીતસર ન્યાય કરવા બેઠો, વિવિધ પ્રમાણ એકઠાં કર્યાં પછી મથુર દોષી સાબેત થયો, નક્ષત્રરાયે પરમ ગંભીર ભાવથી ન્યાય સજા કર્યો. નકુડ મથુરના કાન આમળે. આવી રીતે સુખથી દહાડા જવા લાગ્યા. કોઈ કોઇ દહાડો હાથમાં કામ નહિ હોવાથી એકાદ નવી રમત ગમત શોધવાને માટે મંત્રીને કહેતો હતો, મંત્રી રાજ સભાસદોને એકઠાં કરીને પ્રોજ ગભરાતો, વ્યાકુલ ભાવથી નવી રમત ગમત શોધવામાં પ્રવૃત્ત થતો

હતો, ઊંડા વિચાર અને સલાહ કરવામાં કંઇ પણ ઓછાપણું રાખતો નહિ. એક દહાડો લશ્કર સામંત વગેરેને લઇને પીતાંબરના ઘર ઉપર ઘેરો નાંખ્યો અને તેના તલાવમાંથી માછલાં તથા બગીચામાંથી નારીયલ અને પાલમ શાક એ લૂટની વસ્તુઓ સ્વરૂપે લઇ ઘણી ધામ ધુમ કરીને વાજા વગાડતાં મહેલમાં આવ્યા. આવી આવી રમત ગમતથી નક્ષત્રરાયના ઉપર પીતાંબરનો સ્નેહ વધારે ગાઢો થતો હતો.

આજે રાજમહેલમાં બિલાડીનાં બચ્ચાંનો વિવાહ છે. નક્ષત્રરાયની પાસે એક બિલાડીનું બચ્ચું હતું, તેની જોડે મંડલના બિલાડાનો વિવાહ થશે. ચુડામણિ ગોરે સગપણ સ્વરૂપ ત્રણસો રૂપીઆ નગદ અને એક શાલ મેળવી હતી. શરીર ઉપર પીઠી વગેરે બધી ક્રિયા થઈ ગઇ હતી. આજે શુભ મુહુર્તમાં હાથેવાળો મળશે, કેટલાક દિવસથી રાજમહેલમાં કોઇને જરા પણ ફુરસુદ નહોતી.

સાંઝે રસ્તામાં તથા નદી કિનારે દીવા થયા, નોબત ચોઘડીઆં રસ્તામાં જ્યાં ત્યાં બેઠા, મંડલના ઘરમાંથી ઉઘાડી પાલખીમાં બેસીને કિનખાબનો પોશાક ધારણ કરીને, વર અતિ ગભરાતા અવાજથી "મિઆંઉ" "મિઆંઉ" કરતો જતો હતો મંડળના ઘરનો નાનો છોકરો વરના મિત્રની પેઠે તેના ગળામાં દોરી બાંધીને દોરી હાથમાં પકડીને તેની જોડે આવે છે. વાજતે ગાજતે વર કન્યાના માંડવે આવ્યો. પુરોહિતનું નામ કેનારામ હતું પણ નક્ષત્રરાયે તેનું નામ રઘુપતિ રાખ્યું હતું. નક્ષત્રરાય ખરીરીતે જોતાં રઘુપતિને ભય કરતો હતો, આ વાસ્તે નકલના રઘુપતિની સાથે રમત ગમત કરીને સુખી થતો હતો એટલુંજ નહિ પણ વખતો વખત તેને કંટાળો આપતો હતો, ગરીબ બિચારો કેનારામ બધું મૂગે મોંએ સહન કરતો હતો. આજે દુર્ભાગ્યે કેનારામ સભામાં આવ્યો નહોતો, તેનો છોકરો તાવની મરવાની અણી ઉપર હતો, નક્ષત્રરાયે અધીરા અવાજથી પૂછયું, "રઘુપતિ કયાં છે!" નોકરે કહયું, "તેનો છોકરો માંદો છે" નક્ષત્રરાય બમણો ઘાટો પાડીને બોલ્યો, "બોલાવો ઉસ્કો." લોકો

બેસીને બહાર નીકળતો તો પીતાંબર પોતાની રૈયતને બોલાવીને કહેતો હતો કે રાજા જોયા છે? આ જૂઓ રાજા આવે છે તે જૂઓ." માછલાં, શાક ભાજી ખાવાની વસ્તુઓ ભેટ લઇને પીતાંબર દરરોજ નક્ષત્રરાયને જોવા આવતો હતો, નક્ષત્રરાયનું તરૂણ સુંદર મુખ જોઇને પીતાંમરનો સ્નેહ ઉછળી પડતો હતો. નક્ષત્રરાય ગામનો રાજા થઇ પડયો; પીતાંબર રૈયતમાં સામેલ થયો.

દરરોજ ત્રણ વખત નોબત વાગવા લાગી, ગામના રસ્તા ઉપર હાથી ઘોડા ચાલવા લાગ્યા, રાજાના બારણે ઉઘાડી તરવારનો ચળકાટ દીસવા લાગ્યો. બજારમાં બેસી એ બધું જોઇને પીતાંબર અને તેની રૈયત ઘણાં ખુશી થાય છે. નક્ષત્રરાય આમ દેશ નીકાલમાં પણ રાજા થઇને બધું દુઃખ ભૂલી ગયો છે. અહિં રાજત્વનો ભાર કંઇ પણ નહોતો તે છતાં રાજત્વનું સુખ સંપૂર્ણ હતું. અહિં તે સંપૂર્ણ રીતે સ્વતંત્ર હતો, પોતાના દેશમાં તેનો આટલો પ્રબળ પ્રતાપ નહોતો. તેના શિવાય બીજું અહિં રઘુપતિની છાયા નહોતી. પોતાની મરજી પ્રમાણે નક્ષત્રરાય વિલાસમાં મગ્ન રહેતો હતો. ઢાકાથી નટ નટીઓ આવતાં. નૃતગીત વાદ્યમાં નક્ષત્રરાયને પળને માટે પણ અરુચિ નહોતી.

નક્ષત્રરાયે ત્રિપુરાના રાજ અનુષ્ઠાન બધાં ધારણ કર્યાં. નોકરોમાં કોઇનુ નામ મંત્રી રાખ્યું, કોઇનું નામ સેનાપતિ પાડયું, પીતાંબર દિવાનજીના નામથી ઓળખાવા લાગ્યો. રીતસર દરબાર ભરાતો હતો. નક્ષત્રરાય મોટા ડંબરથી ન્યાય કરતો હતો નકુડે આવીને ફરિયાદી માંડી, મથુર મારી દબોઈ કરેછે તેનો રીતસર ન્યાય કરવા બેઠો, વિવિધ પ્રમાણ એકઠાં કર્યા પછી મથુર દોષી સાબેત થયો, નક્ષત્રરાયે પરમ ગંભીર ભાવથી ન્યાય સજા કર્યો. નકુડ મથુરના કાન આમળે. આવી રીતે સુખથી દહાડા જવા લાગ્યા. કોઈ કોઇ દહાડો હાથમાં કામ નહિ હોવાથી એકાદ નવી રમત ગમત શોધવાને માટે મંત્રીને કહેતો હતો, મંત્રી રાજ સભાસદોને એકઠાં કરીને ચ-ભોજ ગભરાતો, વ્યાકુળ ભાવથી નવી રમત ગમત શોધવામાં પ્રવૃત્ત થતો

હતો, ઊંડા વિચાર અને સલાહ કરવામાં કંઇ પણ ઓછાપણું રાખતો નહિ. એક દહાડો લશ્કર સામંત વગેરેને લઇને પીતાંબરના ઘર ઉપર ઘેરો નાંખ્યો અને તેના તલાવમાંથી માછલાં તથા બગીચામાંથી નારીયલ અને પાલમ શાક એ લૂટની વસ્તુઓ સ્વરૂપે લઇ ઘણી ધામ ધુમ કરીને વાજા વગાડતાં મહેલમાં આવ્યા. આવી આવી રમત ગમતથી નક્ષત્રરાયના ઉપર પીતાંબરનો સ્નેહ વધારે ગાઢો થતો હતો.

આજે રાજમહેલમાં બિલાડીનાં બચ્ચાંનો વિવાહ છે. નક્ષત્રરાયની પાસે એક બિલાડીનું બચ્ચું હતું, તેની જોડે મંડલના બિલાડાનો વિવાહ થશે. ચુડામણિ ગોરે સગપણ સ્વરૂપ ત્રણસો રૂપીઆ નગદ અને એક શાલ મેળવી હતી. શરીર ઉપર પીઠી વગેરે બધી ક્રિયા થઈ ગઇ હતી. આજે શુભ મુહુર્ત્તમાં હાથેવાળો મળશે, કેટલાક દિવસથી રાજમહેલમાં કોઇને જરા પણ ફુરસુદ નહોતી.

સાંઝે રસ્તામાં તથા નદી કિનારે દીવા થયા, નોબત ચોઘડીઆં રસ્તામાં જ્યાં ત્યાં બેઠા, મંડલના ઘરમાંથી ઉઘાડી પાલખીમાં બેસીને કિનખાબનો પોશાક ધારણ કરીને, વર અતિ ગભરાતા અવાજથી "મિઆંઉ" "મિઆંઉ" કરતો જતો હતો મંડળના ઘરનો નાનો છોકરો વરના મિત્રની પેઠે તેના ગળામાં દોરી બાંધીને દોરી હાથમાં પકડીને તેની જોડે આવે છે. વાજતે ગાજતે વર કન્યાના માંડવે આવ્યો. પુરોહિતનું નામ કેનારામ હતું પણ નક્ષત્રરાયે તેનું નામ રઘુપતિ રાખ્યું હતું. નક્ષત્રરાય ખરીરીતે જોતાં રઘુપતિને ભય કરતો હતો, આ વાસ્તે નકલના રઘુપતિની સાથે રમત ગમત કરીને સુખી થતો હતો એટલુંજ નહિ પણ વખતો વખત તેને કંટાળો આપતો હતો, ગરીબ બિચારો કેનારામ બધું મૂગે મોંએ સહન કરતો હતો. આજે દુર્ભાગ્યે કેનારામ સભામાં આવ્યો નહોતો, તેનો છોકરો તાવની મરવાની અણી ઉપર હતો, નક્ષત્રરાયે અધીરા અવાજથી પૂછ્યું, "રઘુપતિ કયાં છે!" નોકરે કહયું, "તેનો છોકરો માંદો છે" નક્ષત્રરાય બમણો ઘાટો પાડીને બોલ્યો, "બોલાવો ઉસ્કો." લોકો

તેને તેડવાને દોડયા. તે આવે એટલી વાર સુધી અવાજ કરતી બિલાડો બિલાડીએ નાચવાના જોડા સાથે નાચ ગાન ચાલવા લાગ્યું. નક્ષત્રરાયે કહ્યુ, "સાહાના ગાઓ." સાહાના ગાયન ગાવાનો આરંભ થયો. થોડીવારે નોકરે આવીને કહયું, "રઘુપતિ પધાર્યા છે." નક્ષત્રરાય ગુસ્સાથી બોલ્યો. "બોલાવો." તરત પુરોહિત દિવાનખાનામાં આવ્યા. પુરોહિતને જોતાંજ નક્ષત્રરાયનો ગુસ્સો કયાંનો કયાં લોપ થઇ ગયો, તે એકદમ ફેરવાઈ ગયો. તેનું મોં લેવાઈ ગયું, કપાળ ઉપર પરસેવો નીકળવા લાગ્યો. સાહાના ગાયન, સારંગ તથા મૃદંગ એકદમ બંધ થઇ ગયાં, કેવળ બિલાડાંનો ગભરાતો "મિઆંઉ" "મિઆંઉ" અવાજ નિઃસ્તબ્ધ ઓરડામાં ભમણો જણાવા લાગ્યો,

એ રઘુપતિજ છે ખરો તેમાં કંઈ શક નથી. લાંબો, પાતલો, તેજસ્વી પણ જેને બોલાવવા મોકલ્યું છે નહોય ઉઆંખઆની તોબે ભૂખ્યા કૂતરાના જેવી દેખાતી હતી. ધુળથી ખરડાયલા પગ કિનખાબ ઉપર મૂકીને તે ઉભો ને બોલ્યો, "નક્ષત્રરાય!" નક્ષત્રરાય મૂંગો રહયો. રઘુપતિ બોલ્યો, "તમે રઘુપતિને બોલાવ્યો છે. હું આવ્યો છું." નક્ષત્રરાય અસ્પષ્ટ સ્વરથી બોલ્યો, "મહારાજ મહારાજ! રઘુપતિએ કહ્યું ઉઠ મારી જોડે ચાલ," નક્ષત્રરાય ધીરે ધીરે સભામાંથી બહાર નીકળ્યો. બિલાડાંનાં લગ્ન સાહાના અને સારંગી એકીવારે બંધ થયાં.

---

## પ્રકરણ ૨૬ મું.

રઘુપતિએ પૂછયું, "આ બધુ શું કરતા હતા?"

નક્ષત્રરાયે માથું ખજવાળતાં ખજવાળતાં કહ્યું, "નાચ થતો હતો."

રઘુપતિએ તિરસ્કારથી મોં વાંકુ કરીને કહ્યું, "ખરાબ, ખરાબ!" નક્ષત્રરાય અપરાધીના પ્રમાણે ઉભો રહ્યો.

રઘુપતિએ કહ્યું, "કાલે અહિંથી તમને મારી જોડે નીકળવું પડશે. તેની તૈયારી કરો."

નક્ષત્રરાયે પૂછ્યું, "ક્યાં જવું પડશે."

રઘુપતિએ જવાબમાં કહ્યું, "તે વિષે હું પછી કહીશ. હમણાં મારી જોડે ચાલો."

નક્ષત્રરાયે કહ્યું, "હું અહિં ખુશીમાં છું."

રઘુપતિ બોલ્યો, "ખુશીમાં છું. તમે રાજવંશમાં જન્મ્યા છો, તમારા પૂર્વ પુરષોએ રાજ ચલાવ્યું હતું. તમે આજે આ જંગલી ગામડામાં શિયાળ રાજા થઈને બેઠા છો. અને વળી કહો છો કે હું ખુશીમાં છું."

રઘુપતિએ તીવ્ર વાકયથી અને તીક્ષ્ણ કટાક્ષથી સિદ્ધ કરી આપ્યું કે નક્ષત્રરાય સારો નથી. નક્ષત્રરાય પણ રઘુપતિના મુખના તેજથી કેટલીક રીતે એવું સમજ્યો પણ તેણે કહ્યું, "ખુશીમાં છું હવે શું કરૂં. ઉપાય શું છે!"

રઘુપતિ બોલ્યો, "ઉપાય ઘણા છે, ઉપાયની ખોટ નથી, હું તમને તદબીર દેખાડીશ, તમે મારી જોડે ચાલો."

નક્ષત્રરાયે કહ્યું, "એકવાર દિવાનજીને પૂછું."

રઘુપતિએ કહ્યું, "ના."

નક્ષત્રરાય બોલ્યો, "મારી આ બધી વસ્તુ છે તેનું શું કરૂં?"

રઘુપતિ બોલ્યો, "કંઈ જરૂર નથી."

નક્ષત્રરાયે પૂછ્યું, "માણસો છે તેનું શું કરવું?"

રઘુપતિ બોલ્યો, "તેની કંઈ જરૂર નથી."

નત્રરાયે કહ્યું, "મારા હાથમાં હમણા ઘણા પૈસા નથી."

રઘુપતિએ કહ્યું, "મારી પાસે છે. હવે વધારે વાંધા લ્યો ના. આજે સૂવા જાઓ, કાલે સવારે અહિંથી નીકળવું પડશે." કહીને રઘુપતિ જવાબની કંઈ પણ વાર ન જોતાં ત્યાંથી જતો રહયો.

બીજે દહાડે સવારમાં નક્ષત્રરાય ઉઠયો છે. તે વેળાએ બંદીઓ

લલિત રાગમાં મધુર ગાયન ગાય છે. નક્ષત્રરાય દિવાનખાનામાં આવીને બારીમાં જોય છે. પૂર્વતીરે સૂર્યોદય થાય છે, અરુણરેખા દીઠામાં આવે છે. બેઉ કાંઠે ગાઢા ઝાડના સ્રોતમાંથી નાનાં નાનાં ઊંઘતાં ગામડાના દરવાજા પાસેથી બ્રહ્મપુત્ર પોતાનું વિપુલ પાણી લઈને વહે છે. રાજમહેલની બારીમાંથી નદી કિનારા ઉપરની એક નાની ઝુંપડી દેખાય છે. એક બાપડી આંગણામાંથી વાસીદું કાઢે છે—એક પુરુષ તેની જોડે થોડુંક બોલીને માથા ઉપર પાઘડી બાંધીને એક જાડી વાંસની લાકડીના છેડા ઉપર પોટલી બાંધીને નિશ્ચિતમનથી ક્યાંક જાય છે. શ્યામા તથા મેના ઓરડે છે, કોયલડી એક મોટા ઝાડના ઘન પલ્લવમાં બેસીને ગાય છે. બારીમાં ઉભા રહીને બહાર દેખાવ જોતાં નક્ષત્રરાયના હૃદયમાંથી એક ઊંડી હાય નીકળી, એટલામાં પછવાડેથી રઘુપતિએ આવીને નક્ષત્રરાયને સ્પર્શ કર્યો. તેથી નક્ષત્રરાય ચમક્યો. રઘુપતિ મૃદુગંભીર સ્વરથી બોલ્યો, "જવાની બધી તૈયારી કરી રાખી છે કે?"

નક્ષત્રરાયે હાથ જોડી અત્યંત ગભરાતે અવાજે કહ્યું, "મહારાજ, મને માફ કરો, મહારાજ—હું ક્યાંય પણ જવા ઇચ્છતો નથી. હું અહિં ખુશીમાં છું."

રઘુપતિએ કંઇ નહિ બોલતાં નક્ષત્રરાયના મોં સામું પોતાની અગ્નિ દ્રષ્ટિ તાકી નક્ષત્રરાયે પોતાની આંખ નીચી કરીને કહ્યું, "ક્યાં જવું પડશે।"

રઘુપતિ બોલ્યો, "તે વિષે હમણાં હું કહેનાર નથી."

નક્ષત્રરાય બોલ્યો, "ભાઇના વિરુદ્ધમાં હું કંઇ પણ ચક્રાંત કરવા પામીશ નહિ."

રઘુપતિ ક્રોધાયમાન થઇને બોલ્યો, "ભાઇએ તમારો શો મોટો ઉપકાર કર્યો છે તે કહો જોઇએ?"

નક્ષત્રરાયે મોં ફેરવીને બારીની તરફ જોઇને કહ્યું, "હું જાણું છું કે તેઓ મને ચાહે છે."

રઘુપતિ તીવ્ર શુષ્ક હસવું હસીને બોલ્યો, "હરિ, હરિ, કેવો પ્રેમ! તેથીજ જણાય છે કે ધ્રુવને પાટવી કુંવર તરીકે મુકરર કરવાને માટે ખોટું બહાનું કાઢીને ભાઈએ તમને પોતના રાજ્યમાંથી હાંકી કાઢ્યા હશે—કદાચ્ રાજ્યના ભારે બોઝાથી મીણનું પુતળું—સ્નેહનો ભાઇ-કદી વ્યથિત થઇ જાય, તે રાજ્યમાં હવે શું કદી પણ સહેલાઇથી પ્રવેશ કરી શકશો? મૂર્ખ!"

નક્ષત્રરાય ઝડપથી બોલ્યો, "હું શું આવી સહેલી વાત સમજતો નથી? હું બધું સમજું છું, પણ હું શું કરૂં? કહો મહારાજ, ઉપાય શો?"

રઘુપતિ બોલ્યો, "તે ઉપાયની વાતજ થાય છે. તેને માટે તો હું આવ્યો છું, મરજી હોય તો મારી જોડે ચાલ, નહિ તો આ વાંસના જંગલમાં બેસીને તારા હિતેચ્છુ ભાઇનું ધ્યાન ધર, હું જાઉં છું."

આટલુ કહીને રઘુપતિ જવાની તયારી કરેછે. નક્ષત્રરાય ઝડપથી તેની પછવાડે જઇને બોલ્યો, "હું પણ તમારી જોડે આવુંછું મહારાજ, પરંતુ દિવાનજી જો આવવા ઇચ્છે તો તેને આપણી જોડે લઇ જવામાં શી હરકત?"

રઘુપતિએ કહ્યું, "મારા વિના બીજો કોઇપણ તારી જોડે આવશે નહિ."

ઘર છોડીને નક્ષત્રરાયનો પગ ઉપડતો નહોતો. આ બધી સુખની રમત ગમત છોડીને, દિવાનજીને છોડીને રઘુપતિની જોડે એકલા ક્યાં જવું પડશે? પરંતુ રઘુપતિ જાણે તેના વાળ પકડી ખેંચીને લઈ જતો હોયને તેમ લાગ્યું; વળી તે શિવાય નક્ષત્રરાયના મનમાં એક જાતના ડરની સાથે અજાયબી પણ ઉત્પન્ન થવા લાગી. તે પણ એ મોટામાં મોટું ખેંચાણ છે.

હોડી તૈયાર છે. નદી કિનારે આવીને નક્ષત્રરાયે જોયું કે ખાંભા ઉપર ટુવાલ નાંખીને પીતાંબર નહાવા આવેછે. નક્ષત્રને જોતાંજ પીતાંબર હસતા મુખથી કહ્યું, "જયોસ્તુ મહારાજ, મેં સાંભળ્યું હતું કે કાલે કંઇક એક અલક્ષણમંત ઠીંગણા બ્રાહ્મણે આવીને શુભ લગ્નમાં હરકત નાંખી હતી."

નક્ષત્રરાય અસ્થિર થઇ પડયો રઘુપતિ ગંભીર ભાવથી બોલ્યો, "હુંજ તે ઠીંગણો બ્રાહ્મણ છું."

પીતાંબર હસીને બોલ્યો, "આમ છે તો આપની સામે આપનું વર્ણન કર્યું એ ઠીક થયું નહિ. જાણતો હોયતો કિયો બેટીનો બાપ આવું કામ કરે. પણ મહારાજ ધારતાના કે એમ પુંઠ પછવાડે માણસો કશું કરતા નથી. મને જેઓ સામે રાજા કહે છે, તેઓ પુંઠ પછવાડે પીતુ કહે છે. મોંની સામે કંઇ નહિ કહેવું એટલે થયું, હું તો આટલું સમજું છું. ખરીવાત શી છે તે શું જાણો છો, હું તમારૂં મોં કેવું ભારી અપ્રસન્ન જોઉં છું? તમારા મુખનો ભાવ જોયાથી લોકોએ તમારા નામથી નિંદા ફેલાવેલી. મહારાજ, આટલા સવારમાં નદી કિનારે!"

નક્ષત્રરાય જરા કરુણ સ્વરથી બોલ્યો, "હું જાઉં છું દિવાનજી!"

પીતાંબરે પૂછ્યું, "જાઓ છો? કયાં? નપાડામાં, મંડલના ઘરમાં?"

નક્ષત્રરાયે જવાબ દીધો, "નહિ દિવાનજી, મંડળના ઘરમાં નહિ. ઘણે છેટે."

પીતાંબર બોલ્યો, "ઘણે છેટે? તો શું પાઇક ઘાટમાં શિકાર કરવા જાઓ છો?"

નક્ષત્રરાયે એકવાર રઘુપતિના મોં સામું જોઇને કેવળ દિલગીરીથી ડોકું નીચું કર્યું. રઘુપતિ બોલ્યો, "વખત ચાલ્યો જાયછે, હોડીમાં બેસીએ."
પીતાંબર અત્યંત સંદિગ્ધ તથા ક્રુદ્ધ ભાવથી બ્રાહ્મણની તરફ જોઇને બોલ્યો "તમે કોણ છો મહાહાજ? અમારા મહારાજાને હુકમ કરવા આવ્યા છો?"

નક્ષત્રરાય ગભરાતો પીતાંબરને એક બાજુ ખેંચી લઇને બોલ્યો, 'એ મારો ગુરૂ છે.'

પીતાંબર બોલ્યો, "ગુરૂ હોય તો ભલે હોય, એ તમારા આંગણામાં રહે, ચોખાં કેળા થાળી ભરીને આપું, માનથી રહે, મહારાજની એને શી જરૂરછે?"

રઘુપતિ બોલ્યો, "અમસ્તો વખત ગુમાવે છે, હું ત્યારે જાઉં છું."
પીતાંબર બોલ્યો, "ઠીક છે પધારો, વખત લગાડવાની કંઇ જરૂર નથી. મહારાજ, જલદી જાઓ, મહારાજને લઇને હું રાજ મહેલમાં જાઉં છું."

નક્ષત્રરાયે એકવાર રઘુપતિના મોં સામું જોયા પછી પીતાંબરની તરફ જોઈને હળવેથી કહ્યું, " દિવાનજી, હું જાઉં છું. "

પીતાંબરે કહ્યું, " એમ ધારો છો તો હું પણ તમારી જોડે આવું છું. માણસોને સાથે લ્યો રાજાના જેવા થાઓ, જ્યારે રાજા જાય ત્યારે તેની જોડે શું દિવાન ન જાય ? "

નક્ષત્રરાયે કેવળ રઘુપતિની સામું જોયું, રઘુપતિ બોલ્યો, " કોઈએ પણ જોડે આવવું નહિ. "

પીતાંબર ઉગ્ર થઇને બોલ્યો, " જૂઓ હું તમને રાજા કહું છું. પણ હું તમને મારા છોકરાના પ્રમાણે ચાહું છું, મને કંઇ છોકરૂં નથી, તમારી ઉપર મારૂં કંઈ જોર નથી તમે જતા રહોછો, હું જોર કરીને તમને પકડી રાખી શકતો નથી. પણ મારી એક વિનંતિ એ છે કે જ્યાં તમે જાઓ ત્યાંથી મારા મરવાની પહેલાં તમને પાછું અહિં આવવું પડશે. હું મારે હાથે મારૂં બધું રાજ્ય તમારા હાથમાં સોંપીને મરીશ. મારી આવી ઇચ્છા છે. "

નક્ષત્રરાય અને રઘુપતિ મછવામાં ચઢયા. મછવો દક્ષિણ તરફ ચાલ્યો. પીતાંબર સ્નાન કરવું ભૂલીને ટુવાલ ખભા ઉપર નાંખીને વિચારમાંને વિચારમાં ઘર તરફ ગયો. ગુજુરપાડા જાણે માણસ વિનાનું થયું હોય એવું થઇ ગયું, તેની ખુશી ખુશાલી બધી નાશ પામી, કેવળ દરરોજ પ્રકૃતિનો નિત્ય ઉત્સવ સવારમાં પક્ષીઓનું ગાયન, પાંદડાનો મર્મર અવાજ તથા નદી તરંગનો કરતાલિનો વિરામ નહોતો.

---

## પ્રકરણ ૨૭ મું.

લાંબી મુસાફરી કયાં નદી છે, કયાં ગાઢું જંગલ છે, કયાં છાયા વિનાનું મેદાન છે. કોઇ વેળાએ મછવામાં કોઇ વેળાએ ચાલતા, કોઇ વેળાએ ટટ્ટુ ઘોડાપર —કદી

બોલાવ્યો. સુજાના શરીર મનની તનદુરોસ્તી, અને સુજાના કુટુંબના શુભ સમાચાર જાણુવા માટે ઘણી ઉત્સુકતા દેખાડી, અને બોલ્યો, "જ્યારે પાદશાહ શાહજહાને સુજાને બંગાલનું રાજ્ય ચલાવવાને મુકરર કર્યો છે, ત્યારે હવે બીજું મંજૂરી પત્ર આપવાની કંઇ પણ જરૂર નથી. એ વખતે રઘુપતિ સુજાની સભામાં આવી પહોંચ્યો હતો.

સુજાએ કૃતજ્ઞતા તથા માનની સાથે પોતાનો ઉદ્ધાર કરનારને બોલાવ્યો. તે આવ્યા પછી કહ્યું, "ખબર શી છે?"

રઘુપતિએ કહ્યું, "બાદશાહની પાસે કંઈ અરજ છે."

સુજા પોતાના મનમાં ધારવા લાગ્યો, અરજ વળી શી કરવા આવ્યો છે? કંઇ પૈસા ન માગે તો હું બચ્યો."

રઘુપતિ બોલ્યો, "મારી અરજ એ છે કે—"

સુજા બોલ્યો, "બ્રાહ્મણ, તારી અરજ હું ખચીત પૂર્ણ કરીશ. પરંતુ થોડા દિવસ થોભ. હમણાં ખજાનામાં પૈસા વધારે નથી."

રઘુપતિ બોલ્યો, "શાહનશાહ, રૂપુ સોનું અથવા કોઇ ધાતુ હું માગતો નથી. હું હમણાં ધારદાર તરવાર ચાહું છું. મારી ફરિયાદ સાંભળો. હું ન્યાય મેળવવાની અરજ કરૂં છું."

સુજા બોલ્યો, "મોટી મુસ્કેલીમાં છું. હમણાં મારે ઇનસાફ કરવાનો વખત નથી. બ્રાહ્મણ તું કવખતે આવ્યો છે."

રઘુપતિ બોલ્યો, "શાહજાદા, વખત કવખત બધે છે. આપ પાદશાહ છો. આપને પણ છે અને હું ગરીબ બ્રાહ્મણ છું, મારે પણ છે. આપના સમય પ્રમાણે આપ ઇનસાફ કરવા બેસો તો મારો વખત ક્યાં રહે?"

સુજાએ સુકાત છોડીને કહ્યું, "આટલી વાત સાંભળવાના કરતાં તારી ફરિયાદ સાંભળવી સારી છે! હવે કહે શું તારે કહેવાનું છે!"

રઘુપતિ બોલ્યો, "ત્રિપુરાના રાજા ગોવિંદ માણિક્યે પોતાના નાના ભાઇ નક્ષત્રરાયને કંઇ પણ અપરાધ વિના દેશ નીકાલ કાઢ્યો છે—"

સુજા ગુસ્સે થઇને બોલ્યો, "બ્રાહ્મણ તું પારકાની ફરિયાદ લઇને

શામાટે મારો વખત ગુમાવવા આવ્યો છે. હમણાં એનો ઇનસાફ કરવાનો વખત નથી."

રઘુપતિએ કહ્યું, "ફરિયાદી રાજધાનીમાં હાજર છે."

સુજાએ કહ્યું, 'તે પોતે હાજર થઇને જ્યારે કહેશે ત્યારે ઇનસાફ કરવામાં આવશે."

રઘુપતિએ પૂછ્યું, "તેને કયારે અહિં હાજર કરૂં!"

સુજા બોલ્યો, "બ્રાહ્મણ કોઇરીતે છોડતો નથી. ઠીક છે એક અઠવાડિયા પછી તેને લાવજે."

રઘુપતિએ કહ્યું, "પાદશાહ, જો હુકમ આપો તો હું તેને કાલે લાવું."

સુજા ગુસ્સે થઇને બોલ્યો, " ઠીક છે કાલે લાવજે." આજ તો હું છુટયો, રઘુપતિ ત્યાંથી જતો રહ્યો.

નક્ષત્રરાયે રઘુપતિને પૂછ્યું, " નવાબની પાસે જઇશ પણ નજરાણાને માટે શું લઉં ?"

રઘુપતિ બોલ્યો, " એને માટે તારે ચિંતા કરવાની નથી. નજરાણાને માટે મેં દોઢ લાખ રૂપીઆ આણ્યા છે."

બીજે દાડે પ્રભાતમાં રઘુપતિ કંપિત હૃદયના નક્ષત્રરાયને લઇને સુજાની દરબારમાં આવી પહોંચ્યો જ્યારે દોઢ લાખ રૂપીઆ નવાબના પગ નીચે મૂકયા ત્યારે તેની મુખશ્રી પહેલાંના જેવી અપ્રસન્ન જણાઇ નહિ. નક્ષત્રરાયની ફરિયાદી ઘણીજ સહેલાઇથી તેના મનમાં ઠસી. તેણે કહ્યુ "હવે તમારે શું કરવાનું છે તે કહો."

રઘુપતિ બોલ્યો, " ગોવિંદ માણિકયને દેશ નીકાલ કાઢીને તેને જગાપર નક્ષત્રરાયને રાજ કરવાની આજ્ઞા થવી જોઇએ."

જો કે સુજા પોતાના ભાઇની રાજગાદી લેવાને માટે કોઇ પણ રીતે સંકોચિત થતો નહોતો, તથાપિ આ ઠેકાણે તેના મનમાં એક જાતનો વાંધો આવ્યો. પરંતુ રઘુપતિની અરજ પૂરણ કરવી એ તેને હમણાં બધા

કરતાં સહેલું જણાયું-નહિ તો રઘુપતિ ઘણું બોલશે એવો તેને ડર હતો. વિશેષ કરીને દોઢ લાખ રૂપીઆનો નજરાણો મળ્યા છતાં પણ વધારે વાંધો લેવો એ ઠીક જણાય નહિ એવું તેના મનમાં આવ્યું. તેણે કહ્યું, "ઠીક છે, ગોવિંદ માણિક્યને દેશ નીકાલ અને નક્ષત્રરાયને રાજગાદી આપવાનો પરવાનો તમારા હાથમાં આપીશ તમે લઇ જાઓ."

રઘુપતિ બોલ્યો, "બાદશાહી કેટલુંક લશ્કર જોડે આપવું પડશે."

સુજાએ દ્રઢ અવાજથી કહ્યું, "નહિ, નહિ, નહિ-તેમ થશે નહિ-લઢાઈ ટંટો કરી શકતો નથી."

રઘુપતિએ કહ્યું, "લઢાઇના ખર્ચને માટે હું છતરીશ હજાર રૂપીઆ મૂકી જાઉં છું. અને ત્રિપુરામાં નક્ષત્રરાય રાજા થતાંજ એક વર્ષની ઉપજ સેનાપતિ સાથે આપીને હું આપને મોકલીશ."

આ કહેવું સુજાને ઘણું યોગ્ય લાગ્યું, અને વજીર ઉમરાવો પણ તેની જોડે મલતા થયા. એક લશ્કરની ટોળીની જોડે રઘુપતિ અને નત્રરાય ત્રિપુરા તરફ જવા નીકલ્યા.

---

## પ્રકરણ ૨૯ મું.

આ નવલકથાનો આરંભ કર્યે ત્યારથી હમણાં બે વર્ષ થઈ ગયાં છે. તે વેળાએ ધ્રુવ બે વર્ષનો નાનો બાળક હતો હમણાં તેની ઉમ્મર ચાર વર્ષની થઇ છે. હમણાં તે ઘણું બોલતાં શીખ્યો છે. હમણાં તે પોતાને ઘણો મોટો માણસ સમજે છે. બધા શબ્દો જો કે તે સ્પષ્ટ બોલી શકતો નથી, પરંતુ તે ઘણા જોરથી કહી શકે છે. રાજાને ઘણું કહીને તે પૂતળા દેવ સમજીને પરમ પ્રલોભન તથા સાંત્વના આપે છે અને રાજા જો કોઇ રીતની ખરાબ લક્ષણ બતાવે, તો ધ્રુવ તેને "કોટડીમાં પૂરી રાખીશ." કહીને ઘણો શંકિત કરી મૂકે છે. આથી રાજા હમણાં ઘણો તાબે રહે છે-ધ્રુવના મતથી કામ કરવાની તે મૂહલે ઇચ્છા રાખતો નથી.

એટલામાં ધ્રુવનો એક સોબતી મળ્યો, તે એક પડોસીની છોકરી છે–તે ધ્રુવના કરતાં છ મહિને નાની છે. દશ મિનિટમાં બેઉ વચ્ચે ચિરસ્થાયી મિત્રતા થઇ. થોડા અરસામાં જરા શત્રુતા થવાની સંભાવના થઇ હતી. ધ્રુવના હાથમાં એક મોટું બતાસું હતું. પહેલાં પ્રેમના ઉચ્છવાસમાં ધ્રુવે પોતાના બે નાના આંગળા દઈને ઘણી સાવચેતીથી નાનો કકડો ભાંગીને એકીવારે તેની સોબતણના મોમાં નાંખ્યો અને બહુ આગ્રહથી ડોકું હલાવીને બોલ્યો, " તમે ખાઓ ! " સોબતણને મીઠું લાગવાથી તે ઘણી ખુશી થઇને બોલી, "બીજું કાઇશ તે વેળાએ ધ્રુવ જરા ગુસ્સે થયો. મિત્રતાના ઉપર આટલો વધારે હક એ ન્યાય પૂર્વક જણાયું નહિ–ધ્રુવ પોતાના સ્વભાવ સુલભ ગાંભીર્ય અને ગૌરવની સાથે ડોકું હલાવીને આંખ ફાડીને બોલ્યો, " છિઃ–હવે કાવું નહિ. માંદા પડાય, બાપા મારે. " આટલું કહેતાંજ તેણે વાર નહિ લગાડતા આખું બતાસું પોતાના મોંમાં નાંખીને પુરૂ કર્યું. એકદમ છોકરીના મોંના લોચામાં ફેરફાર થવા માંડયો. હોઠ ફૂલવા લાગ્યા, ભવાં ફડકવા લાગ્યાં, રોવાનાં બધાં ચિન્હ તરત જણાયાં.ધ્રુવ કોઇનું રોવું સહન કરી શકતો નહોતો, જલદીથી સુગંભીર સાંત્વનાના અવાજથી બોલ્યો, "કાલે આપીશ."

એટલામાં રાજા આવ્યા. રાજા આવતાંજ ધ્રુવ ઘણો ડાહ્યો થઇને પોતાની નવી સોબતણને દેખાડીને બોલ્યો, " એને કંઇ કહેશો ના, એ રોશે મારતું નહિ. "રાજાને કોઈ જાતની મારવાની મતલબ નહોતી ખરી; તથાપિ પોતે જઇને રાજાને સાવચેત કરવો એ ધ્રુવ ઘણું જરૂરનું સમજ્યો. જેમ એકદમ અત્યંત સાધુભાવ ધારણ કરીને રાજા ધ્રુવને ઉપદેશ આપતો હતો અને દુષ્કર્મથી દૂર રાખવા માટે ઠપકો આપતો હતો, તેમ ધ્રુવ પણ પૃથિવીના હિતને માટે ઉપદેશ અને ઠપકો આપવો એ સર્વદા કર્તવ્ય જાણતો હતો. રાજાએ છોકરીને મારી નહિ, ધ્રુવે સ્પષ્ટ જોયુ કે મારો ઉપદેશ નિષ્ફળ ગયો નહિ.

ત્યાર પછી ધ્રુવે મુરબ્બીનો ભાવ ધારણ કરીને કોઇ જાતની

ની આશંકા નથી એવું જણાવીને છોકરીને પરમ ગાંભીર્યની સાથે દિલાસો આપવાનો યત્ન કરવા લાગ્યો. તેની પણ કંઇ જરૂર નહોતી કારણ કે છોકરી પોતાની મેળે નિર્ભીક ભાવથી રાજાની પાસે જઇને અત્યંત આશ્ચર્ય તથા લોભથી તેના હાથનું કંકણ ફેરવીને જોવા લાગી. તે પ્રમાણે ધ્રુવે કેવળ પોતાના યત્નથી અને પરિશ્રમથી પૃથિવીમાં શાંતિ તથા પ્રેમ સ્થાપીને પ્રસન્ન ચિત્તથી રાજાના મોં સામું પોતાનું વન ફૂલના જેવું મોટું ગોળ કોમળ પવિત્ર મુખ વધાર્યું–રાજાના સદ્‌વ્યવહારનું ઇનામ–રાજાએ ચુમ્બન કર્યું તે વેળાએ ધ્રુવે પોતાની સંગિનીનું મુખ ઉંચું કરીને રાજાને અનુમતિ તથા અરજની વચલા સ્વરથી કહ્યું, “ એને બકીદો ! ” રાજાએ ધ્રુવનો હુકમ તોડવાની હિમ્મત કરી નહિ. તે વેળાએ છોકરીએ તેડવાની કંઇ પણ રાહ નહિ જોતાં ઘણીજ પરિચિત હોય તે પ્રમાણે અમ્લાન વદનથી રાજાના ખોળામાં જઇને બેઠી: આટલીવાર સૂધી જગતમાં કોઈ જાતની અશાંતિ અથવા ઉચ્છૃખલતાનાં લક્ષણ નહોતાં, પરંતુ આ વખતે ધ્રુવના સિંહાસનમાં લહેર પડતાંજ તેનો સાર્વભૌમિક પ્રેમ ઉભરવા લાગ્યો. રાજાના ખોળા ઉપર પોતાનો અધિકાર સિદ્ધ કરવાનો યત્ન મેળવાને થઈ પડયો. મોં ઘણું ભારે થઇ ગયું, છોકરીને એક બે વાર ખેંચી, એટલું નહિ પણ પોતાને માટે અવસ્થા વિશેષથી નાની છોકરીને મારવાને પણ તેટલો અન્યાય સમજ્યો નહિ. રાજાએ તે વેળાએ ઝંગડો મટાડવા માટે ધ્રુવને પણ અડધા ખોળામાં ખેંચી લીધો પરંતુ તેથી પણ ધ્રુવનો વાંધો દૂર થયો નહિ. બીજો અડધો ભાગ મેળવવા માટે નવો હુમલો કરવાનો આરંભ કરવા લાગ્યો. એટલામાં નવો રાજ પુરોહિત વિલ્વન મહારાજ ઓરડામાં આવ્યો. રાજાએ બેઉને ખોળા ઉપરથી ઉતારીને તેને પ્રણામ કર્યા. ધ્રુવને કહ્યું, “ મહારાજને પ્રણામ કર. ” ધ્રુવે તેમ કરવું યોગ્ય જાણ્યું નહિ–મોંમાં આગળી નાંખીને બળવાખોર પ્રમાણે ઉભો રહ્યો. છોકરીએ પોતાની મેળે રાજાને પ્રણામ કરતો જોઇને પુરોહિતને પ્રણામ કર્યા.

વિલ્વને ધ્રુવને પાસે ખેંચીને હસતાં પૂછ્યું, “ તને આ સોમતણું ક્યાંથી મળી ! ”

ધ્રુવ જરા વિચાર કરીને બોલ્યો, " હું ટટ્ટુ ટટ્ટુ ઉપર ચઢીશ !" ટટ્ટુ ટટ્ટુનો અર્થ એના મનમાં ઘોડો છે.

પુરોહિતે કહ્યું, " વાહવા, પ્રશ્ન અને ઉત્તરમાં કેવું સરખાપણું છે."

એકદમ છોકરીની તરફ ધ્રુવની નજર પહોંચી, તેના સંબંધમાં ટૂંકામાં પોતાનો અભિપ્રાય જણાવીને તેણે કહ્યું, " એ ખરાબ છે, એને મારીશ." આવું કહીને શૂન્યમાં પોતાની નાની મૂઠી મારી.

રાજા ગંભીરભાવથી બોલ્યો, " છિઃ ધ્રુવ."

જરા ફૂંક માર્યાથી જેમ દીવો હોલવાઇ જાય છે, તેમ તુરત ધ્રુવનું મુખ લેવાઇ ગયું. પહેલાં આંસુ રોકવા માટે બે મુઠીથી બે આંખ ચોળવા લાગ્યો—અંતે જોતાં જોતાંમાં નાનું ભરાઇ આવેલું હૃદય હવે ધારણ રહી શક્યું નહિ તેથી તે રોઇ પડયો. વિલ્વને તેને હલાવીને, રમાડીને, ખોળે લઇને, શૂન્યમાં ઉપાડીને, જમીન ઉપર મૂકીને, એમ અસ્થિર કરી મૂક્યો અને મોટે અવાજે અને ઝડપથી બોલ્યો, સાંભળ સાંભળ ધ્રુવ તને શ્લોક કહું છું તે સાંભળ—

કલહ કટકટાં કાઠ કાઠિન્ય કાટય—

કટન કિટન કીટં કુટમાલં ખટમટ—

અર્થાત જે છોકરો રૂવે તેને કલહ કટકટાં ગમાં પૂરીને ખૂબ કાઠ કઠણ કાઠયં આપવું જોઇએ, ત્યાર પછી એટલા બધા કટન કિટન કીટ લઇને એકીવારે ત્રણ દહાડા સૂધી કુટિલ ખટમટ—" પુરોહિત આવું લાગટ બકી ગયો. ધ્રુવનું રોવું અસંપૂર્ણ અવસ્થામાંજ એકદમ લુપ્ત થઇ ગયું. તે પહેલાં ગડબડમાં ગભરાઇને છાનો રહીને વિલ્વનના મોં સામું જોઇ આંખે તાકીને જોતો રહ્યો. ત્યાર પછી તેના હાથ મોં હલતાં જોઇને તેને ઘણો આચંબો ઉત્પન્ન થયો. તે ઘણો ખુશી થઇને બોલ્યો, " ફરી કહો," પુરોહિત પાછો કહેવા લાગ્યો, ધ્રુવ ઘણો હસતો હસતો બોલ્યો, " ફરી કહો " રાજા ધ્રુવના આંસુથી ભરેલા ગાલપર અને હસતા હોઠને વારંવાર ચુમ્બન કરવા લાગ્યો. તે વેળાએ રાજા રાજપુરોહિત તથા બે છોકરાંએ મળીને જમાવેલી રમત ગમત પૂરી થઇ ગઇ.

વિલ્વને રાજાને કહ્યું, "મહારાજ એઓને લઇને આનંદમાં છે. રાત દહાડો પ્રખર બુદ્ધિમાનની સાથે રહેવાથી બુદ્ધિ લોપ થાય છે. ચાકુમાં લાગટ ધાર કર્યાથી ચાકુ હળવે હળવે નાનો થઇને અંન્તર્ધાન થઇ જાય છે. ફક્ત મોટો હાથોજ બાકી રહે છે."

રાજા હસીને બોલ્યો, "હવે ત્યારે જણાય છે કે મારી સૂક્ષ્મ બુદ્ધિનાં લક્ષણ પ્રકાશ પામતાં નથી."

વિલ્વને કહ્યું, "તેમ નથી સૂક્ષ્મબુદ્ધિનું એક લક્ષણ એ છે કે તે સહેલી વસ્તુને સખ્ત કરી મૂકે છે, નાની નાની વાતોમાંથી તેને બહુ લાગણી થાય છે. પૃથિવીમાં બહુ બુદ્ધિમાન નહિ હોવાથી પૃથિવીનું કામ ઘણું સીધું થાત. નાના પ્રકારની સુવિધા કરવા જતાં નાના પ્રકારની અસુવિધા કર્યા છતાં પત્તો મળતો નથી."

રાજાએ કહ્યું, "પાંચ આંગળીથી સારૂં કામ થાય છે—દુર્ભાગ્યથી સાત આંગળી થવાની ઇચ્છા કર્યાથી કામ વધારી મૂકાય છે."

પછી રાજાની પાસેથી પુરોહિત રજા લઇને રાજમહેલમાંથી નીકળ્યો.

રસ્તામાં બે માણસો જતા હતા. એક માણસ બીજાને કહેતો હતો ત્રણ દહાડા થયા તારા દરવાજામાં માથું ભાંગીને મર્યો છતાં એક પૈસો પણ બહાર કાઢી શકયો નહિ, આ વખતે તે રસ્તામાં નીકળશે તો તેનું માથું તોડીશ અને જોઇશ કે શું થાય છે."

પછવાડેથી વિલ્વને કહ્યું, "તેથી તો કંઇ ફળ ઉત્પન્ન થનાર નથી. હું તો જોઉં છું કે બાપુ માથામાં કંઇ રહેતું નથી, કેવળ દુર્બુદ્ધિ છે. ઉલટું પોતનું માથું તોડવું એ સારૂં છે, કોઇની પાસે જવાબદારી કરવી પડશે નહિ."

બેઉ રસ્તે ચાલનારાઓ ગભરાયા અને લજવાઇને મહારાજને તેઓએ પ્રણામ કર્યાં. વિલ્વને કહ્યું, "ભાઇ તમે જે વાતચીત કરો છો તે વાત સારી નથી."

મુસાફરો બોલ્યા, "જેવો હુકમ મહારાજ, હવેથી આવી વાત કરી-

શું નહિ. પુરોહિતને રસ્તામાં છોકરાંએ ઘેર્યા તેણે કહ્યું, આજે સાંઝે મારા મુકામપર આવજો, હું આજે વાર્તા સંભળાવીશ, આનંદથી છોકરાં કૂદવા ને કિલકારીઓ કરવા લાગ્યાં. વિલ્વન એક એક દહાડો સાંઝે છોકરાં એકઠાં કરીને તેઓને સહેલી ભાષામાં રામાયણ મહાભારત તથા પૌરાણિક કહાણી સંભળાવતો હતો. વચમાં એક બે નીરસ વાર્તા પણ પોતાની શક્તિ પ્રમાણે રસ નાંખીને કહેવાનો યત્ન કરતો હતો, પરંતુ જ્યારે તે જોતો કે છોકરાંમાં શ્વાસ છોડવાનો આરંભ થયો છે ત્યારે તે તેઓનો મંદિરના બગીચામાં છોડી દેતો હતો. ત્યાં ફળનાં ઝાડ પુષ્કળ છે. છોકરાં આકાશમાં પહોંચે એવા બૂમાટા પાડીને વાંદરાંની પેઠે ડાળે ડાળે લૂટફાટ કરવાને જતાં હતાં. વિલ્વન ખુશીથી જોતો હતો.

વિલ્વન સંન્યાસી પરમહંસ છે. તે કિયા દેશનો માણસ છે તે કોઇ જાણતું નથી. બ્રાહ્મણ છે, પણ તેણે જનોઇ ત્યાગ્યું છે. બળિદાન વગેરે બંધ કરીને એક જાતના નવા અનુષ્ઠાનથી કાલિની પૂજા કરે છે–પહેલ વહેલાં તેમાં લોકો સંદેહ તથા વાંધા કાઢતા હતા, પણ હમણા તેમાંનુ બધું જતું રહ્યું છે. વિશેષ કરીને વિલ્વનનું કહેવું બધાને ખરૂં જણાય છે. વિલ્વન બધાને ઘેર જઇને બધાંની જોડે વાતચીત કરે છે, બધાંની ખબર રાખે છે, અને રોગીને ઔષધ આપે છે તેથી તેઓને આરામ જલદીથી થઇ જાય છે. વિપદ આપદમાં સઘળાં તેના કહ્યા પ્રમાણે કામ કરે છે–તે મધ્યવર્તી થઈને કોઇનો ઝગડો મટાડે છે અથવા કોઇ રીતે ફેસલો કરે છે તે ઉપરાંત કોઇ કંઇ પણ કહી શકતાં નથી.

---

## પ્રકરણ ૩૦ મું.



આ વર્ષે ત્રિપુરામાં એક અભૂત પૂર્વ બનાવ બન્યો. ઉત્તર તરફ ટોળે ટોળાં ઊંદર ત્રિપુરાના ખેતરોમાં આવી પડયા. અનાજ બધું નાશ કરી

નાખ્યું, એટલુંજ નહિ પણું ખેડુતના ઘરમાં જેટલું અનાજ ભરેલું હતું તેપણ લગભગ ખાઇ નાખ્યું– રાજ્યમાં હાહાકાર વર્તી રહ્યો. જોત જોતામાં દુકાળ આવ્યો; જંગલમાંથી ફળ મૂળ એકત્ર કરીને લોકો પોતાનો જીવ ધારણ કરવા લાગ્યા, જંગલની ખોટ નહોતી અને જંગલમાં નાના પ્રકારની ખાવાની વનસ્પતિ પણ છે. શિકારથી મળેલું માંસ બજારમાં મોઘે ભાવે વેચાતું હતું. લોકો ભેંસ, હરણ, ખરગોસ ખીસકોલી, સુવર મોટા મોટા જમીનપર રહેનારા કાચબા વગેરેનો શિકાર કરીને ખાવા લાગ્યા. વનમાં ખાવાના પક્ષીની ખોટ નહોતી–ઝાડના પોલાણમાં મધપૂડા અને મધ મળતું હતું –ઠેક ઠેકાણે નદીનું પાણી બાંધીને તેમાં કેફવાળી વેલ નાંખી દીધાથી માછલાં અવશ થઈને ઉપર જણાતાં હતાં તે માછલાં ઝાલીને માણસો ખાવા લાગ્યાં અને સૂકાવીને એકઠાં કરવા લાગ્યા. વિલ્વન ઝુંપડીઓમાં જઈને બધાને અભય આપવા લાગ્યો, અને ખોરાક એકત્ર કરવાના ના પ્રકારના ઉપાયો કહેવા લાગ્યો, તેણે દેખાડયું કે જંગલમાં એક જાતના ડ મળે છે તેના નાનાં નાનાં બીઆં ઉકાળ્યાથી દૂધના જેવો સફેદ પકાર્થ નીકળે છે, તે થોડો ખાધાથી બહુ ત્વરાથી ભૂખ મટે છે. ખાવાનું હ. મણાં પણ કોઇને કોઇ રીતે ચાલ્યું જતું હતું ખરું પણ ઘણી ગડબડ થતી હતી. ઠેક ઠેકાણે ચોરી ને લૂંટફાટો થવાનો આરંભ થયો. રૈયતે બળવાખોરનાં લક્ષણ પ્રકાશ કર્યાં. તેઓ કહેવા લાગ્યા કે માતાનું બલિદાન આપવાનું બંધ થયાથી માતા કોપાયમાન થઇ છે. તેને શાપ લીધાથી આ દુર્ઘટના થવાનો આરંભ થયો છે. વિલ્વન તે વાતને હસીને ઉરાડી મૂકતો હતો. તે ઠઠા મશ્કરીમાં કહેતો હતો કે, કાર્તિકના માહે ગણેશના ઉંદરને નસાડયે છે; તેથી ઉંદરો ત્રિપુરાનાં ત્રિપુરેશ્વરીની પાસે ફરિયાદી કરવાને આવે છે. પ્રજાએ આ કહેવું મશ્કેરી તરીકે ધાર્યું નહિ. તેઓએ જોયું કે વિલ્વનના કહેવા પ્રમાણે ઉંદરોનો સ્રોત [illegible] ત્વરાથી આવે છે તેમ ત્વરાથી બધું અનાજ નાશ કરીને ક્યાં [illegible] છે–[illegible] તેઓનાં કંઇ પણ ચિહ્ન રહ્યાં નહિ [illegible]

સંદેહ રહ્યો નહિ. કૈલાસમાં ભાઈઓનો વિચ્છેદ પડવા સંબંધમાં ગાયન બનવા લાગ્યાં, છોકરી છોકરાઓ ભિખારીઓ તે ગાયન ગાવા લાગ્યાં, રસ્તાપર, વાટપર તે ગાયન પ્રચલિત થયાં પણ રાજાની તરફનો વિદ્રેષનો ભાવ સારી રીતે દૂર થયો નહિ. વિલ્વનની સલાહ પ્રમાણે ગોવિંદ માણિકયે દુકાળમાં ફસેલી રૈયતનો એક વર્ષનો કર માંફ કર્યો તેથી કંઇક સારૂં થયું. તોપણ પુષ્કળ માણસો માતાના કોપથી છૂટવા માટે ચટગ્રામ નામે પહાડી પ્રદેશમાં નાસવા લાગ્યાં એટલુંજ નહિ પણ રાજાના મનમાં પણ સંદેહ ઉપજવા લાગ્યો. તેણે વિલ્વનને પોતાની પાસે બોલાવીને કહ્યું, "મહારાજ, રાજાના પાપથી પ્રજાને દુઃખ વેઠવું પડે છે. મેં શું માતાને બળિદાન આપવું બંધ કરીને પાપ કર્યું છે? શું આ તેની સજા છે?"

વિલ્વને આ બધું બોલવું ખોટું પાડયું તેણે કહ્યું, "માતાની આગળ જ્યારે હજારો નરબળિ આપવામાં આવતી ત્યારે આપની વધારે પ્રજાહાનિ થતી હતી કે આ દુકાળમાં વધારે થાય છે?"

રાજા મૂંગો રહ્યો પણ તેના મનમાંથી સંદેહ સંપૂર્ણરીતે ગયો નહિ. પ્રજા પોતાના ઉપર અસંતુષ્ટ થઇ છે તે ઉપરથી તે સંદેહ પ્રકાશ કરતો હતો, એથી તેના હૃદયમાં આઘાત લાગ્યો હતો, તેને પોતાની તરફ પણ પોતાનો સંદેહ ઉત્પન્ન થયો હતો. તેણે શ્વાસ મૂકીને કહ્યું, "હું કંઇ પણ સમજી શકતો નથી."

વિલ્વને આ સાંભળીને કહ્યું, "વધારે સમજવાની શી જરૂર છે? કે ટલાક ઊંદરો આવીને અનાજ ખાઇ ગયા તે નહિ સમજયા? હું ગેરવાજબી કહીશ નહિ, હુ બધાંનું ભલુ કરીશ, આટલુંજ સ્પષ્ટ સમજ્યાથી ઘણુછે. ત્યાર પછી વિધાતાનું કામ વિધાતા કરશે, તે આપણને હિસાબ આપવા આવશે નહિ."

રાજા બોલ્યો, "તમે લોકોને બારણે બારણે જઇને થાકયા કે કંટાળ્યા શિવાય તેઓનાં હિતનાં કામ કરો છો, પૃથિવીનું જેટલું હિત કરોછો તેટલો તમારો બદલો થાય છે; આ આનંદથી તમારા બધા સંદેહ જતા

રહે છે. હુ કેવળ રાત દિવસ માત્ર એક મુકુટ માથે પહેરીને સિંહાસન ઉપર ચઢીને બેઠો છું, કેવળ કેટલાક વિચારો મારા મગજમાં આવે છે, તમારૂં કામ જોઇને મને અદેખાઇ આવે છે.”

વિલ્વને કહ્યું, “મહારાજ, હું તમારોજ એક હિસ્સો છું, તમે આ સિંહાસન ઉપર નહિ ચઢયા હોત, તો હું શું કામ કરી શકત? તમે ને હું બેઉ મળીને આપણે બે સંપૂર્ણ થયા છીએ.”

આટલું બોલીને વિલ્વને ત્યાંથી જવાની રજા લીધી, રાજા માથા ઉપર મુકુટ ધારણ કરીને વિચાર કરવા લાગ્યો. મનમાં તે બોલ્યો, “મને ઘણું કામ કરવાનું બાકી છે, હું તેમાંથી કંઇ કરતો નથી. હુ કેવળ મારો પોતાનો વિચાર લઇને નિરાંતે રહ્યો છું. એ વાસ્તેજ હું પ્રજાનો વિશ્વાસ ખેંચી શકતો નથી. હું રાજ્ય ચલવવાને લાયક નથી.”

---

## પ્રકરણ ૩૧ મું

---

મોગલ લશ્કરનો કરતો કારવતો થઇને નક્ષત્રરાય રસ્તામાં તેતુલ નામના નાના સરખા ગામને પાદરે વિશ્રામ કરતો હતો. પ્રભાતમાં રઘુપતિ આવીને બોલ્યો, “અહિંથી નીકળવું પડશે, મહારાજ તૈયાર થાઓ.”

એકદમ રઘુપતિના મોંમાંથી મહારાજ શબ્દ નીકળ્યો તે બહુ મીઠો લાગ્યો. નક્ષત્રરાય આનંદિત થઇ ઉઠયો. કલ્પનાથી તે પૃથિવીના સઘળા માણસોના મોંએ મહારાજ સંબોધન સાંભળવા લાગ્યો. તે પોતાના મનમાં ત્રિપુરાના ઉંચા સિંહાસન ઉપર ચઢીને દરબારને દીપાવીને બેઠો. મનના આનંદથી તે બોલ્યો, “પૂજારી મહારાજ, હું તમને કદી પણ છોડીશ નહિ, તમને દરબારમાં રહેવું પડશે. તમે શું ચાહો છો તે મને કહો!” નક્ષત્રરાયે મનમાં ને મનમાં રઘુપતિને તરત મોટી એક જાગીર તરત દાન કરી મૂકી.

રઘુપતિ બોલ્યો, " હુ કંઇ ચાહાતો નથી."

નક્ષત્રરાયે કહ્યું, " આ શુ બોલોછો, તેમ થશે નહિ. કંઇ લેવું પડશે કયલાસરનું પરગણું મેં આપને આપ્યું, આપ ખતપત્ર લખાવી લ્યો."

રઘુપતિ બોલ્યો, " તે બધું પછવાડે થઇ રહેશે."

નક્ષત્રરાય બોલ્યો, " પછવાડે શા માટે, હું હમણાંજ આપીશ. આખું પરગણુ આપનુંજ થયું; હું એક પૈસો પણ કરનો લઇશ નહિ." આવું કરીને નક્ષત્રરાય માથું ઉંચું કરીને સીધો થઇને બેઠો.

રઘુપતિ બોલ્યો, "મરવા માટે ત્રણ હાથ જમીન મળ્યાથીજ હું સુખી થઇશ. હુ બીજું કંઇજ ચહાતો નથી." આવું કહીને રઘુપતિ ત્યાંથી જતો રહ્યો. તેને જયસિંહ યાદ આવ્યો હતો. જયસિંહ જો હોત, તો બદલા તરીકે કંઇ લેત, જ્યારે જયસિહ નથી, ત્યારે આખું ત્રિપુરા રાજ્ય માટીના શિવાય બીજું કંઇ પણ ધારી શકયો નહિ.

હમણાં રઘુપતિ નક્ષત્રરાયને રાજ્યાભિમાનથી મત્ત કરવાનો યત્ન કરે છે. તેના મનમાં ડર ઉપજતો હતો કે કદાચ આટલો યત્ન કર્યા છતાં પણ બધી મહેનત વ્યર્થ થાય; કદાચ દુર્બળ સ્વભાવનો નક્ષત્રરાય ત્રિપુરામાં પહોંચીને લઢાઇ કર્યા વિના રાજાની પાસે જઇને પકડાય પણ દુર્બળ હૃદયમાં એકવાર રાજમદ ઉત્પન્ન થયાથી તેમ થવું મુશ્કેલ પડે છે. રઘુપતિ હવે નક્ષત્રરાયના પ્રત્યે અવજ્ઞા અથવા તુચ્છકાર દેખાડતો નહોતો. વાતચીતમાં તેની તરફ સન્માન દેખાડતો હતો. બધા વિષયમાં તેના મોંનો હુકમ લઇને કામ કરતો હતો. મોગલ લશ્કરના માણસો તેને મહારાજ સાહેબ કરીને બોલાવતા હતા. તેને જોઇને માન આપતા હતા—વાયુ વાયાથી જેમ. બધા અનાજના ખેતરોના છોડ નમે છે તેમ નક્ષત્રરાય આવીને ઉભો રહ્યાથી હારદોર મોગલ સેના સાથે માથું નમાવીને સલામ કરતી હતી. સેનાપતિ માનપૂર્વક તેને નમતો હતો. સેંકડો ઊઘાડેલી તરવારની જયોતિમાં મોટા હાથીની પીઠ ઉપર રાજચિન્હ અંકિત સ્વર્ણમંડિત અંબાડીપર ચઢીને તે નીકળતો હતો, તેની જોડે ઉલ્લાસવાળાં વાંજા વાગતાં હતાં, તેની જોડે વાવટા

પકડનારાઓ રાજનિશાન ઝાલીને ચાલતા હતા. તે જ્યાંથી જતો હતો, ત્યાંના ગામના માણસો સૈન્યના ભયથી ઘર વાડી છોડીને નાશી જતાં હતાં. તેઓનો ત્રાસ જોઇને નક્ષત્રરાયના મનમાં ગર્વનો ઉદય થતો હતો. તેના મનમાં આવતું હતું કે હું દિગ્વિજય કરતો જાઉંછું નાના નાના જમીનદારો નાના પ્રકારની ભેટ સોગાદ લાવીને સલામ કરી જતા હતા, તેઓ તેને મન પરાજિત રાજા તરીકે જણાતા હતા—મહાભારતના દિગ્વિજયી પાંડવની વાર્તા યાદ આવતી હતી.

એક દહાડો લશ્કર આવીને સલામ કરીને બોલ્યું; “ મહારાજા સાહેબ!” નક્ષત્રરાય સીધો થઇને બેઠો. “ અમે મહારાજને માટે જાન આપવા આવ્યા છીએ,–અમે જાનની પરવા રાખતા નથી, બરાબર અમારો ચાલ છે, લઢાઇ કરવા જતાં રસ્તે અમે ગામ લૂટતા જઇએ છીએ, કોઇ શાસ્ત્રમાં એથી દોષ લાગે છે એવું લખ્યું નથી.”

નક્ષત્રરાયે માથું ધુણાવીને કહ્યું, “ બરાબર કહો છો, બરાબર કહોછો.”

સેનાએ કહ્યું, “ પૂજારી મહારાજે લૂંટફાટ કરવાની મનાઇ કરી છે. અમે જાન આપવા જઇએ છીએ તે છતાં અમે જરા લૂંટ કરી શકીશું નહિ એ બહુ ગેર ઇનસાફ છે.”

નત્રરાયે ફરી માથું ધુણાવીને કહ્યુ, “બરાબર કહો છો, બરાબર કહો-છો,”

“ જો મહારાજ હુકમ આપો તો, અમે પૂજારી બ્રાહ્મણનું નહિ માનતાં લૂંટ કરવા જઇએ.”

નક્ષત્રરાયે અત્યંત સ્પર્ધાની સાથે કહ્યું, “ પૂજારી બ્રાહ્મણ કોણ છે ? પૂજારી શું જાણે ? હું તમને હુકમ આપું છું, તમે લૂંટ કરવા જાઓ.” આવું કહીને તેણે ચારે બાજૂ જોયું. કયાં પણ રઘુપતિને દીઠો નહિ તેથી તે નિશ્ચિંત થયો. પરંતુ રઘુપતિનો આવી રીતે સહજ હુકમ તોડયાથી તેના મનમાં ઘણી ખુશી થઇ. હકુમતનો મદ દારૂના જેવો તેનીનસોમાં સંચારિત થવા લાગ્યો, પૃથિવીનેનવીઆંખથી જોવા લાગ્યો. કાલ્પનિક બલૂનમાં ચેઢીને પૃથિવી જાણે ઘણા

નીચેના મેઘના જેવી મળી ગઈ હોય ને! એટલું નહિ પણ વખતો વખત કદાચ કદી રઘુપતિના પણ કંઇ કહ્યા શિવાય મનમાં આવવા લાગ્યું એકદમ બળપૂર્વક ગોવિંદ માણિક્યના ઉપર ઘણો ગુસ્સે થઇ પડ્યો. મનમાં વારંવાર કહેવા લાગ્યો, "મને દેશ નીકાલ! એક સામાન્ય રૈયતના પ્રમાણે મને ન્યાયાલયમાં બોલાવ્યો! હવે જોઉં કોણ કોને દેશ નીકાલ કાઢે છે?

આ વખતે ત્રિપુરાનાં બધા માણસો નક્ષત્રરાયનો પ્રતાપ સમજશે. નક્ષત્રરાય ઘણો ખુશી થઇ ફુલાયો. ગરીબ બીચારા ગામડાના રહેવાસીઓને અનર્થક દુઃખ વેઠવું પડે તથા લૂંટ ફાટ થાય તે ઉપર રઘુપતિને વિશેષ વિરાગ હતો. તે રોકવા માટે તેણે બહુ યત્ન કર્યો હતો પણ લશ્કરના માણસોએ નક્ષત્રરાયનો હુકમ મેળવીને તેની અવહેલા કરીને નક્ષત્રરાયની પાસે આવીને બોલ્યો, "અસહાય ગામડિયાના ઉપર શા માટે આવો જૂલમ કરાવો છો?"

નક્ષત્રરાયે કહ્યું, "પૂજારી મહારાજ, આ બધા વિષય તમે સારી રીતે સમજતા નથી. લઢાઇ બખેડાની વેળાએ લશ્કરી માણસોને લૂટફાટ કરવાની મનાઇ કરીને નિરૂત્સાહ કરવા સારા નથી."

નક્ષત્રરાયની વાત સાંભળીને રઘુપતિ જરા આશ્ચર્ય પામ્યો. એકદમ નક્ષત્રરાયને મોટપણાનું અભિમાન આવેલું જોઇને તે મનમાને મનમાં હસ્યો. પછી તે બોલ્યો, "હમણાં લૂટફાટ કરવાનું કહ્યાથી પછી તેઓને રોકવા મુશ્કેલ પડશે. આખું ત્રિપુરા લૂટી લેશે."

નક્ષત્રરાયે કહ્યું, "તેમાં શું નુકશાન થનાર છે? હું તો એવુંજ ચાહુછું. ત્રિપુરા એકવાર જાણવા પામે કે નક્ષત્રરાયને દેશ નીકાળ કાઢવાનું ફળ શું? પૂજારી મહારાજ, આ બધા વિષયમાં તમે કંઈ સમજતા નથી—તમે કોઇ દહાડો ચઢાઇ કરી નથી."

રઘુપતિ મનમાંને મનમાં ઘણો ખુશી થયો. પણ કંઇ પણ જવાબ નહિ આપતાં ત્યાંથી ચાલ્યો. નક્ષત્રરાય પુતળા જેવો ન થતાં જરા સખ્ત માણસના જેવો થાય, એ તેની ઇચ્છા હતી.

---

# પ્રકરણ. ૩૨ મું



જ્યારે ત્રિપુરામાં ઉંદરનો ઉત્પાત આરંભ થયો, જ્યારે શ્રાવણ મહિનો હતો. તે વેળાએ ખેતરમાં કેવળ દાણાની ચમરી થઇ હતી અને પહાડી જમીનમાં ભાતના ખેતરમાં પાક થવાનો આરંભ થયો હતો. ત્રણ મહિના કોઈ રીતે ગયા માગસર મહિનામાં નીચાણ જમીનમાં જ્યારે ધાન કાપવાનો વખત આવ્યો ત્યારે દેશમાં ખુશી ખુશાલી થઇ. ધાન કાપનારા સ્ત્રી બાળક યુવક વૃદ્ધ બધાં એકઠાં થઇને દાતરડાં હાથમાં લઇને ખેતરમાં જવા લાગ્યાં "ઓ" "ઓ" શબ્દથી એક બીજાને બોલાવવા લાગ્યા, કાપનારી સ્ત્રીઓના ગાયનથી ખેતર ધ્વનિત થઇ પડયાં, તે વેળાએ રાજાના ઉપરની નાખુશી દૂર થઈ ગઈ. રાજ્યમાં શાંતિ પથરાઇ. એટલામાં ખબર આવી પહોંચી કે નત્રક્ષરાય રાજ્ય ઉપર હુમલો કરવા માટે બહુ લશ્કર લઇને ત્રિપુરાના રાજ્યની હદમાં આવી પહોંચ્યો છે, અને ઘણી લૂટફાટ તથા લોકોને દુઃખ આપવાનો આરંભ કર્યો છે. આ ખબરથી આખું રાજ્ય ખળભળી રહ્યું અને બધાં માણસો ચિંતાતુર થયાં.

આ સમાચાર રાજાની છાતીમાં કટારી લાગવાના પ્રમાણે ખુંચ્યા. આખો દહાડો તેને ઉદાસ વિંધવા લાગ્યો. રહી રહીને કેવળ દરેકવાર નવી રીતે તેના મનમાં આવવા લાગ્યું. નક્ષત્રરાય પોતાના ઉપર હુમલો કરવા આવે છે. નક્ષત્રરાયનું સરળ સુંદર મુખ સેંકડો વાર પોતાની સ્નેહની આંખની સામે જોવા લાગ્યો અને તેની જોડે યાદ આવવા લાગ્યું કે નક્ષત્રરાય કેટલાંક માણસો એકઠાં કરીને તરવાર હાથમાં લઇને પોતાના ઉપર હુમલો કરવા આવે છે. એક એકવાર તેના મનમાં ઈચ્છા થવા લાગી કે એક માણસને પણ સાથે નહિ લઇ જતાં નક્ષત્રરાયની સામે મોટા રણક્ષેત્રમાં એકલો ઉભો રહીને છાતી ઉઘાડીને નક્ષત્રરાયના હજારો માણસોની તરવારો એકીવખતે પોતાની છાતીપર લે. તેણે ધ્રુવને પોતાની પાસે ખેંચીને કહ્યું, "ધ્રુવ, તું પણ શું આ મુકુટને માટે મારી જોડે લઢીશ ?" આવું કહીને

મુકુટ જમીન ઉપર ફેંક્યો, તેથી એક મોટું મોતી ભાંગીને પડી ગયું.

ધ્રુવ આતુરતાથી હાથ લંબાવીને બોલ્યો, "હું લઇશ."

રાજાએ ધ્રુવના માથા ઉપર મુકુટ પહેરાવીને તેને ખોળે લઇને કહ્યું, "આ લે, હું કોઇની જોડે લઢવા ચહાતો નથી." આવું કહીને ઘણા આવેગથી ધ્રુવને છાતીએ ચાંપ્યો. ત્યાર પછી આખો દહાડો, "આ કેવળ મારાજ પાપની સજા છે." આવું કહીને રાજા પોતાની સાથે તર્ક કરવા લાગ્યો. નહિતો ભાઇ કદી ભાઇના ઉપર હુમલો કરે નહિ. એવો વિચાર કરીને તેને કંઇક શાંતિ વળી એણે ધાર્યું કે એ ઇશ્વરનું વિધાન હોવું જો ઇએ જગતપતિના દરબારમાંથી હુકમ આવ્યો છે, નાનો નક્ષત્રરાય કેવળ પોતાના માનવ હૃદયના કહેવાથી તે તોડી શકે નહિ, આવો વિચાર કરીને પોતાનો જખમી થયલો સ્નેહ કંઇક શાંત પામ્યો. પાપ તે પોતાને માથે લેવાને રાજી છે, નક્ષત્રરાયનો પાપનો બોઝો તેથી કેટલોક ઓછો થઇ જાય.

એટલામાં વિલ્લન આવીને બોલ્યો, "મહારાજ, શું આ વખતે આકાશની તરફ જોઇને વિચાર કરવાનો સમય છે?"

રાજા બોલ્યો, "પૈજારી મહારાજ, આ બધું મારાજ પાપનું ફળ છે."

વિલ્વન જરા ગુસ્સે થઇને બોલ્યો, "મહારાજ, આ બધી વાતો સાંભળ્યાથી મને ધીરજ રહેતી નથી. દુઃખ એ પાપનુંજ ફળ છે એવું આપને કોણે કહ્યું. પુણ્યનુ ફલ પણ દુઃખ થઇ શકે એમ છે. પુષ્કળ ધર્માત્માઓ આખો જન્મારો સુધી દુઃખ ભોગવી ગયા છે. સુખ પુણ્યનું ફળ નથી પુણ્યજ પુણ્યનું ફળ છે."

રાજા આ સાંભળીને મૂગો રહ્યો.

વિલ્વને પૂછ્યુ, "મહારાજ શું પાપ કર્યું હતું કે જેનાં ફળથી આ બનાવ બન્યો છે?"

રાજાએ કહ્યું, "મેં મારા ભાઇને દેશનીકાલ કાઢયો છે."

વિલ્વને કહ્યું, "આપે ભાઇને દેશનીકાલ કાઢયો નથી. પાપીને દેશનીકાલ કાઢયો છે."

# પ્રકરણ ૩૩ મું



વિલ્વન પૂજારીને ઘણું કામ આવી પડયું. તેણે ચટગ્રામના પહાડી પ્રદેશમાં નાના પ્રકાર ભેટ સોગાદની વસ્તુની સાથે જલદીથી જનારા ખેપીઆઓ મોકલ્યા. ત્યાંના કુકી ગામના માલેકની પાસે કુકી લશ્કરની મદદ આપવાને પ્રાર્થના કરી. લઢાઇનું નામ સાંભળીને તેઓ નાચવા લાગ્યા. કુકીઓના જેટલા લાલ ( ગામના પતિ ) હતા તેઓએ લઢાઇની ખબર કહેવડાવવા માટે દાતરડાને લાલ કપડું વીંટાલીને તે ખેપીઆઓને હાથમાં આપીને મોકલ્યા. જોત જોતામાં કુકીનો સ્રોત ચટગ્રામના શૈલશૃંગથી ત્રિપુરાના પહાડી શિખર ઉપર આવી પડયો. તેઓને કોઇ પણ નિયમમાં બાંધી રાખવા મુસ્કેલ પડે છે. વિલ્વને પોતે ત્રિપુરાના ગામોમાં જઇને ધાન કાપનારા માણસોમાંથી જુવાન પુરુષોને વીણીને લશ્કરમાં દાખલ કર્યા. લશ્કર લઇને મોગલ લશ્કરની સાથે લઢાઇ કરવી એવી વિલ્વન પૂજારીની ઈચ્છા નહોતી. જ્યારે તેઓ સપાટ જમીનને છોડીને કંઇક પાહાડી પ્રદેશમાં આવી પહોંચે ત્યારે જંગલ, પહાડ તથા નાના પ્રકારનાં છૂપાં સ્થાનમાંથી તેઓના ઉપર હુમલો કરીને તેઓને આશ્ચર્ય પમાડવા એવો તેણે નિશ્ચય કર્યો હતો. નદીમાં મોટા મોટા પથ્થર લઇ જઇને ગોમતી નદીનું પાણી બાધી રાખ્યું, પરાજય થવાની આશંકા જોતાંજ તે બાંધ તોડીને પાણીની રેલથી મોગલ લશ્કરને તાણી નંખાય એવું કર્યું.

પેલી બાજૂએ નક્ષત્રરાય દેશ લૂંટતો લૂંટતો ત્રિપુરાના પહાડી પ્રદેશમાં આવી પહોચ્યો. તે વેળાએ ધાન કાપવું બંધ થયું હતું, તેથી ત્યાંના લોકો દાતરડાં તથા તીરકામઠાં હાથમાં લઇને લઢાઇને માટે તૈયાર થયા. કુકીઓને ઉછ્વાસોન્મુખ પાણીના ધોધની પેઠે હવે રોકવા મુસ્કેલ થઇ પડયા.

ગોવિંદ માણિકયે કહ્યું, "હું લઢાઇ કરીશ નહિ."

વિલ્વને કહ્યું, "એ કંઈ સારી વાત નથી."

રાજા બોલ્યો, "હું રાજ્ય ચલાવવાને લાયક નથી, તેનાં લક્ષણો દીઠા-

માં આવ્યાં છે. તે માટે મારા ઉપર રૈયતનો વિશ્વાસ નથી, તે વાસ્તેજ દુકાળની સૂચના થઇ છે એ :માટેજ આ લઢાઇ જાગીછે. રાજ્ય પરિત્યાગને માટે આ બધા ભગવાનના હુકમ છે."

વિલ્વને કહ્યું, "એ કદી ભગવાનનો હુકમ નથી. ઇશ્વરે તમને રાજ્યે અર્પણ કર્યું છે; જ્યાં સુધી રાજ્યકાર્ય નિઃસંકટમાં હતું ત્યાં સુધી તમે તમારૂં સહજ કર્તવ્ય વગર હરકતે પાલન કર્યું હતું. જ્યારે રાજ્યભાર-બોઝક જેવો થઈ પડયો છે, ત્યારે તે છેટે નાંખીને તમે સ્વતંત્ર થવા ઇચ્છો છો અને ઇશ્વરનો હુકમ થયો જાણી પોતાને ઠગીને સુખી થવા ચહોછો."

આ બોલવું ગોવિંદમાણિક્યને ખુંચ્યું તે કંઇ પણ જવાબ નહિ આપતાં બેસી રહ્યો અંતે બહુ દિલગીર થઇને બોલ્યો, "એવું ગણશો ના મહારાજ, કે આપણે પરાજય થયાં છીએ પણ એમ સમજો કે નક્ષત્ર મારો વધ કરીને રાજા થયો છે."

વિલ્વને કહ્યું, "જો તેમ બને તો હું મહારાજને માટે શોક કરીશ નહિ. પણ જો મહારાજ કર્તવ્ય ન કરતાં નાશી જાય, તો અમને શોકનું કારણ થશે."

રાજા જરાં અધીર બનીને બોલ્યો, "શું મારા પોતાના ભાઈનો રક્તપાત કરૂં?"

વિલ્વને કહ્યું, "કર્તવ્યની પાસે ભાઇ બંધુ કોઈ નથી કુરૂક્ષેત્રની લડાઇની વખતે શ્રીકૃષ્ણે અર્જુનને શો ઉપદેશ આપ્યો હતો તેનું સ્મરણ કરો."

રાજા બોલ્યો, "પૂજારી મહારાજ, તમે શું મને કહો છો કે હું મારે હાથે આ તરવાર લઇને નક્ષત્રને જખમી કરૂં?"

વિલ્વને કહ્યું, "હા."

એકદમ ત્યાં ધ્રુવે આવીને ઘણા ગંભીર ભાવથી કહ્યું, "છિઃ, આવું બોલવું ન જોઇએ" ધ્રુવ રમતો હતો, બે વચ્ચે આવા ગડબડ સાંભળીને

એકદમ તેના મનમાં આવ્યું કે એ જણા ખચીત કંઇ દુષ્ટમી કરે છે એટલા માટે વખત છે તેટલામાં એ જણાને કંઇ સમજાવવા જોઇએ આવો, વિચાર કરીને તે એકદમ આવીને ડોકું હલાવીને બોલ્યો, "છિઃ આવું બોલવું ન જોઇએ," પૂજારીને ઘણી ગમત પડી તે ખડખડ હસી પડયો ધ્રુવને ખોળામાં લઇને તેણે ચુમ્બન કર્યું પણ રાજા હસ્યો નહિ તેના મનમાં આવ્યું કે જાણે બાળકના મુખની વાણી તે દેવવાણી છે. તે અસંદિગ્ધ સ્વરથી બોલ્યો, "પૂજારી મહારાજ, હું સ્થિર થયોછું, આ રકતપાત હું થવા દઇશ નહિ, હું લઢાઇ કરીશ નહિ."

વિલ્વન જરાવાર સુધી ચુપ થઇ રહ્યા. અંતે તે બોલ્યો, "મહારાજને જો લઢાઇ કરવામાં વાંધો હોય તો એક કામ કરો. આપ નક્ષત્રરાયને મળીને તેને લઢાઇ કરતો રોકો,"

ગોવિંદ માણિક્ય બોલ્યો, "તેમ કરવાને હું ખુશીછું."

વિલ્વને કહ્યું, "ત્યારે આવું લખીને નક્ષત્રરાયની પાસે મોકલાવવું જોઇએ." અંતે તેમ કરવું નક્કી થયું.

---

## પ્રકરણ ૩૪ મું.

નક્ષત્રરાય લશ્કર લઇને આગળ વધવા લાગ્યો. કયાં પણ જરાએ અડચણ નડી નહિ. ત્રિપુરાના જે ગામમાં તે પગ મૂકતો હતો, તે ગામના માણસો તેને રાજા તરીકે માન આપતા. ડગલે ડગલે રાજત્વનો સ્વાદ તે મેળવવા લાગ્યો. ચારે બાજૂએ ખેતરો, ગામડાંઓ, પહાડની હારો, નદીઓ બધું મારૂં છે એવું તેને ભાસવા લાગ્યું, અને તે અધિકાર વ્યાપ્તિની જોડે પોતે પણ ઘણે દૂર વ્યાપ્ત થઇને ઘણો વિસ્તાર વાળો થવા માંડયો. મોગલ લશ્કર જે માગે તે તેઓને લેવાને હુકમ આપ્યો હતો. તેણે જાણ્યું કે આ બધું મારૂં છે અને એઓને મારા રાજ્યમાં આવી પડયા છે. કોઈ સુરથી બાતલ કરવામાં ન આવે ઠીક પોતાને દેશ પાછા જઇને મોગલો મારી સત્ભરા તથા રાજત્વના ઉદારતની તથા પરોપકારપણાની ઘણી પ્રસંશા

કરશે–તેઓ કહેશે કે ત્રિપુરાનો રાજા કંઇ ઓછો રાજા નથી! મોગલ લશ્કરની પાસેથી પ્રખ્યાતી મેળવવા માટે તે સતત ઉત્સુક થઇ રહયો હતો. તેઓ તેની કોઇ જાતની પ્રસંશા કરતા તો તે પીગલી જતો હતો. સર્વદા ડરતો હતો કે કદાચ કંઇ હું નિંદાનુ કારણુ ન થઇ પડુ.

રઘુપતિ આવીને બોલ્યો, "મહારાજ લડાઇની તો કંઇ તૈયારી દીઠા, માં આવતી નથી."

નક્ષત્રરાયે કહ્યું, "નહિ મહારાજ, ડર્યા હશે" આવું કહીને ઘણો હસવા લાગ્યો.

રઘુપતિએ હસવાનું કંઇ વિશેષ કારણુ જોયું નહિ, તથાપિ તે હસ્યો.

નક્ષત્રરાયે કહ્યું, "નક્ષત્રરાય નવાબનું લશ્કર લઇને આવ્યો છે. એ ઉપાય કંઇ કાચો પોચો કે ઓછો નથી."

રઘુપતિ બોલ્યો, "જોઉં જોઇએ આ વેળાએ કોણુ કોને દેશ નીકાલ કાઢે છે? કેમ?"

નક્ષત્રરાયે કહ્યું, "હું જો ધારૂં તો દેશ નિકાલની સજા આપી શકુ છું, કેદખાનામાં મોકલાવી શકું છું.—મારી નાંખવાનો પણુ હુકમ આપી શકું છું. હજી મેં નકકી ર્ક્યુ નથી કે શું કરવું જોઇએ." આવું કહીને ઘણો અકલમંદ જેવો ડોળ કરીને વિચાર કરવા લાગ્યો.

રઘુપતિ બોલ્યો, "આટલો વિચાર કરશો ના મહારાજ! હજી ઘણો વખત છે. પણુ મને ભયે ઉત્પન્ન થાય છે, ગોવિંદ માણિકય લડાઇ નહિ કરતાં તમને પરાભૂત કરશે."

નક્ષત્રરાયે કહ્યું, "તે શીરીતે થાય એમ છે?"

રઘુપતિ બોલ્યો, "ગોવિંદ માણિકય લશ્કરને છૂપાવીને ઘણો ભ્રાતૃસ્નેહ દેખાડશે, ભેટીને કહેશે, મારા નાના ભાઇ! આવ, ઘરમાં આવ; શેર દૂધ પી જા. મહારાજ, આપ રોઇને કહેશો જે હું હમણા જાઉં છું. વધારે વખત લગાડીશું નહિ. આ આવ્યો એવું કહીને બોલતા જોડા પગમાં પહેરીને ભાઇની પછવાડે પછવાડે માથું નીચું ઘાલીને ટટુ ઘોડાની પેઠે જશો મા પાદશાહની મોગલ ફોજ તમાસો જોઇને તમને હસતી પાછી પોતાને મુકામે જશે."

નક્ષત્રરાય રઘુપતિના મોંથી આ તીવ્ર મશ્કરી સાંભળીને ઘણો દિલગીર થઇ ગયો. જરા હસવાનો નિષ્ફળ યત્ન કરીને તે બોલ્યો, “ મને શું તમે બાળક સમજો છો કે આવું હું કરૂં ? તેમ થશે નહિ, જોઇ લેજો.”

તે દહાડે ગોવિંદ માણિક્યનો કાગળ આવી પહોંચ્યો. તે કાગળ રઘુપતિએ ઉઘાડયો. રાજાએ ઘણો સ્નેહ પ્રકાશ કરીને મળવાની અરજ કરી છે. તે ચીઠ્ઠી નક્ષત્રરાયને બનાવી નહિ. દૂત સાથે કહાવી મોકલ્યું કે કષ્ટ વેઠીને ગોવિંદ માણિકયને આટલે છેટે મળવા આવવાની જરૂર નથી. લશ્કર તથા તરવાર લઇને મહારાજા નક્ષત્રરાય તેને જલદી આવી મળશે. ગોવિંદ માણિકયને કહેજો કે એ થોડા વખતને માટે પ્રિય ભાઇના વિરહને માટે વધારે દિલગીર ન થાય. આઠ વર્ષ દેશનીકાલ રહ્યા હોત તો એ કરતાં વધારે કાલ સુધી વિચ્છેદની સંભાવના હતી.”

ત્યાર પછી રઘુપતિએ નક્ષત્રરાયની પાસે જઇને કહ્યું, “ ગોવિંદ માણિકયે દેશ નીકાલ કરેલા નાના ભાઇ ઉપર હવે કેવો બહુ સ્નેહ પૂર્ણ એક પત્ર લખ્યો છે ?”

નક્ષત્રરાય ઘણા ધિક્કારનો ઢોંગ દેખાડી હસીને બોલ્યો, “ શું એ ખરેખર છે ? પત્ર કયાં છે? દેખાડો જોઇએ.” આવું કરીને હાથ લંબાવ્યો.

રઘુપતિ બોલ્યો, “ મહારાજ તે કાગળ જોવાની હું ઘણી જરૂર સમજતો નથી. તે વેળાએજ મેં ફાડી નાંખ્યો છે. મેં કહાવી મોકલ્યું છે કે લડાઇ વગર એનો કંઈ જવાબ નથી.”

નક્ષત્રરાય હસતો હસતો બોલ્યો, “ સારૂં કર્યું છે. તમે કહ્યું છે કે લડાઇ વગર બીજો કંઇ જવાબ નથી. ઠીક ઉત્તર આપ્યો છે.”

રઘુપતિએ કહ્યું, “ ગોવિંદ માણિક્ય [illegible] વિચાર કરશે કે જ્યારે દેશ નીકાલ કાઢયો હતો ત્યારે [illegible], પણ તે ભાઇ ઘરમાં પાછો આવવાની [illegible] વતો નથી.”

નક્ષત્રરાયે કહ્યું, “ તે મનમાં [illegible]

નથી. ધાર્યા પ્રમાણે જે ઇચ્છા કર્યાથી દેશ નીકાલ કહાય અને ઇચ્છા થાય ત્યારે બોલાવવામાં આવે તેમ થવાનું નથી.” આવું કહીને અત્યંત આનંદથી બીજીવાર હસવા લાગ્યો.

## પ્રકરણ ૩૫ મું.

નક્ષત્રરાયનો જવાબ સાંભળીને ગોવિંદ માણિક્ય ઘણોજ દિલગીર થયો. વિલ્વને ધાર્યું કે હવે આવા વખતે કદી પણ મહારાજ વાંધો પ્રકાશ કરશે નહિ. પણ ગોવિંદ માણિક્યે કહ્યું, આ કહેણ કદી પણ નક્ષત્રરાયનું નથી. આ કહેણ પુરોહિતે કહાવી મોકલ્યું છે. નક્ષત્રના મોંએથી આવું બોલવું કદી પણ નીકલી શકે નથી.”

વિલ્વને પૂછ્યું, “મહારાજ હવે શો ઉપાય નક્કી કર્યો?”

રાજા બોલ્યો, “હું નક્ષત્રની જોડે કોઇ રીતે એક વખત મળી શકું તો બધું સમેટી નાંખી શકું છું.”

વિલ્વને પૂછ્યું, “જો મુલાકાત નહિ થાય તો ?”

રાજાએ જવાબમાં કહ્યું, “તો હું રાજ્ય છોડીને જતો રહીશ.”

વિલ્વને કહ્યું, “ઠીક છે. હું એકવાર યત્ન કરી જોઉં.”

પહાડ ઉપર નક્ષત્રરાયની છાવણી છે. ગાઢું જંગલ છે. કાંટાનું વન છે, નેતરનું વન છે. નાના પ્રકારના છોડ વેલથી જમીન ઘેરાયલી છે. લશ્કર જંગલી હાથીઓને ચાલવાને રસ્તે થઇને શિખર ઉપર પહોંચ્યું હતું તે વેળાએ સાંઝ પડી ગઈ હતી. સૂર્ય પહાડની પશ્ચિમના ભાગમાં જતો હતો. પૂર્વ તરફ અંધારું થયું હતું. ગોધૂલિની છાયા તથા ઝાડની છાયામાં ભલીને વનમાં અકાલે સાંઝનો આવિર્ભાવ થયો છે. શિયાળાની સાંઝે જમીનની નીચેથી વાદળાંના જેવી હવા ઉંચે જાયછે. તમરાના અવાજથી નિઃસ્તબ્ધ વન ગુંજારિત થઇ પડયું છે. વિલ્વન જ્યારે છાવણીમાં આવી પહોંચ્યો, ત્યારે સૂર્ય સંપૂર્ણ અસ્ત થયો હતો, પરંતુ પશ્ચિમ આકાશમાં સુવર્ણ રેખા મળી

ગઈ નહોતી. પશ્ચિમ તરફની સરખી તલાટીપર સ્વર્ણચ્છાયામાં રંજિત ગાઢ વન નિઃસ્તબ્ધ આસમાની સમુદ્રના જેવું દેખાય છે. લશ્કર કાલે સવારે નીકળવાનું હતું. રઘુપતિ એક ટોળી અને સેનાપતિને પોતાની જોડે લઇને માર્ગ શોધવા ગયો છે. હજી તે પાછો આવ્યો નથી. જો કે રઘુપતિને જણાવ્યા વગર કોઇને જવાનો હુકમ નહોતો અને પહેલાં રઘુપતિની જોડે વાતચીત થયા પછી તેની ધ્યાનમાં આવે તોજ કોઇ માણસ નક્ષત્રરાયને મળી શકતો હતો, તથાપિ સંન્યાસી વેશધારી વિલ્વનને કોઇએ રોકયો નહિ. વિલ્વને નક્ષત્રરાયની પાસે જઇને કહ્યું, "મહારાજ ગોવિંદ માણિક્યે આપને સ્મરણ કરીને આ પત્ર આપ્યો છે." એવું કહીને પત્ર નક્ષત્રરાયના હાથમાં આપ્યો. નક્ષત્રરાયે ધ્રુજતે હાથે કાગળ લીધો. તે કાગળ ઉઘાડતાં તેને શરમ તથા ડર લાગવા માંડયાં. જ્યાંસુધી રઘુપતિ, ગોવિંદ માણિક્ય તથા તેની વાતની વચ્ચે આડો થઇને ઉભો ન રહે ત્યાંસુધી નક્ષત્રરાય સારી રીતે નિશ્ચિંત રહેતો હતો. તે કોઇ રીતે ગોવિંદ માણિક્યને જોવા ઇચ્છતો નહોતો. ગોવિંદ માણિક્યનો આ દૂત એકીવારે નક્ષત્રરાયની સામે આવીને ઉભો રહેવાથી નક્ષત્રરાય એક રીતે સંકુચિત થઇ પડયો અને મનમાં જરા ગુસ્સે થયો. પોતે ધારવા લાગ્યો કે રઘુપતિ જો હાજર હોત તો આ દૂતને મારી પાસે આવવા દેત નહિ. મનમાં નાના પ્રકારના વિચારો કરીને કાગળ ઉઘાડયો. તેમાં કંઇપણ ઠપકાના શબ્દ નહોતા. ગોવિંદ માણિક્યે તેને શરમાવે એવો-એક પણ શબ્દ લખ્યો નહોતો, ભાઇના ઉપર જરા પણ અભિમાન પ્રકાશ કર્યું નહોતું. નક્ષત્રરાય લશ્કર લઇને હુમલો કરવા આવ્યો છે તે વાતનું પણ કંઇ લખાણ નહોતું. એઉમાં પહેલાં જેવો ભાવ હતો, હમણાં પણ બરાબર તેવોજ ભાવ છે. તે છતાં આખા કાગળમાં એક ઉંડા સ્નેહ તથા ગંભીર વિષાદના ભાવ છૂપાયલા છે—તે કંઇ સ્પષ્ટ શબ્દથી જણાવ્યા નથી તેથી નક્ષત્રરાયના હૃદયમાં વધારે આઘાત લાગ્યો. ચીઠ્ઠી વાંચતાં વાંચતાં થોડી વારમાં તેના મુખનો ભાવ બદલાઇ ગયો. હૃદયનું પાપણનું ઢાકણુ જોત જોતાંમાં ફાટી ગયું. ચીઠ્ઠી તેના ધ્રુજતા હાથમાં ધ્રુજવા લાગી. તે ચીઠ્ઠી

લઇને થોડીવાર સૂધી માથા ઉપર પકડી રાખી. તે ચીઠ્ઠીમાં ભાઇનો જે આશીર્વાદ હતો તે જાણે શીતલ ઝરાના પ્રમાણે તેના તપેલા હૃદયમાં ઝરવા લાગ્યો. ઘણીવાર સૂધી સ્થિર થઇને સુદૂર પશ્ચિમમાં સંધ્યારાગરક્ત શ્યામય વનભૂમિ તરફ તાકીને જોઇ રહયો. ચારે બાજૂએ નિઃસ્તબ્ધ સંધ્યા શબ્દહીન અતલસ્પર્શ શાંત સમુદ્રના પ્રમાણે જાગતી રહી છે. ધીરે ધીરે તેની આંખમાં પાણી જોવામાં આવ્યાં, ઝડપથી આંસુ પાડવા લાગ્યો. એકદમ લજ્જાથી તથા અનુતાપથી નક્ષત્રરાયે પોતાના બે હાથે મુખ છૂપાવ્યું. રોતો રોતો તે બોલ્યો, " હું એ રાજ્ય ચહાતો નથી. ભાઇ, મારા બધા અપરાધ માફ કરીને અને તમે તમારી પાસે રાખો, મને છેટે હાંકી મૂકો ના." વિલ્વને એક પણ શબ્દ કહ્યો નહિ— આર્દ્ર હૃદયથી છાનો માનો બેસીને જોવા લાગ્યો, અંતે નક્ષત્રરાય જ્યારે પ્રશાંત થયો, ત્યારે વિલ્વને કહ્યું, " યુવરાજ, ગોવિંદ માણિક્ય તમારી વાટ જોતા બેઠા છે, હવે વખત લગાડો ના."

નક્ષત્રરાયે પૂછ્યું, " શું મને તેઓ માફ કરશે. ? "

વિલ્વને કહ્યું, " તેઓએ યુવરાજના ઉપર કંઇપણ ગુસ્સો કર્યો નથી. વધારે રાત પડશે તો રસ્તામાં કષ્ટ પડશે, જલદીથી એક ઘોડો લ્યો, પહાડની નીચે મહારાજા ને માણસો રાહ જૂએ છે."

નક્ષત્રરાયે કહ્યું, " હું છુપી રીતે નાસું છું. લશ્કરને જણાવવાનુ કંઇ કામ નથી. હવે એક પળનો વિલંબ કરવો ન જોઇએ, જેટલું અહિંથી જલદી જવાય તેટલું સારૂં છે."

વિલ્વને કહ્યું, " ઠીક કહોછો."

ત્રણમુડા પહાડપર સન્યાસીની જોડે શિવની પૂજા કરવા જાઉંછું એવું કહીને નક્ષત્રરાય વિલ્વનની સાથે ઘોડે સવાર થઇને નીકળ્યો. નોકરોએ તેમની જોડે આવવા ચાહ્યું પણ તેણે આવવાને ના કહી.

બેઉ બહાર નીકળે છે એટલામાં ઘોડાની ખરીનો અવાજ તથા લશ્કરી માણસની ગડબડ સંભળાઇ. નક્ષત્રરાય ઘણોજ સંકુચિત થઇ ગયો. જોત જોતાંમાં રઘુપતિ લશ્કર લઇને પાછો આવ્યો. તેણે આશ્ચર્ય પામીને પૂછ્યું,

"મહારાજ ક્યાં જાઓછો ?" નક્ષત્રરાય કંઇપણ જવાબ આપી શક્યો નહિ. નક્ષત્રરાયને મૂંગો જોઇને વિલ્વને કહ્યું, "મહારાજ ગોવિંદ માણિક્યને મળવા માટે જાય છે."

રઘુપતિએ વિલ્વનને પગથી માથા સુધી તાકીને જોયો. એકવાર ભમરને સંકોચી લીધી. ત્યાર પછી ક્રોધને દબાવીને બોલ્યો, "આજે આવા કવખતે અમે અમારા મહારાજને વિદાય આપી શકતા નથી. ગભરાવાનું તો કંઇ કારણ નથી. કાલ સવારે જવાથી કંઇ અડચણ જેવું છે? શું કહો છો મહારાજ ?"

નક્ષત્રરાય ધીરા અવાજથી બોલ્યો, "કાલે સવારે જઇશ, આજે રાત પડી ગઈ છે."

વિલ્વને નિરાશ થઇને તે રાત છાવણીમાં ગાળી. બીજે દહાડે નક્ષત્રરાયની પાસે જવાની તૈયારી કરી પણ ચોકીદારે તેને જતાં રોક્યો, તેણે જોયું કે ચારે બાજૂએ સિપાઇઓનો પહેરો છે. કોઇ બાજુએ માર્ગ નથી. આખરે રઘુપતિની પાસે જઇને તેણે કહ્યું, "જવાનો વખત થયો છે, યુવરાજને ખબર આપો."

રઘુપતિ બોલ્યો, "મહારાજ આવનાર નથી એવુ નક્કી કર્યું છે."

વિલ્વને કહ્યું. "હું એકવાર તેમને મળવા ઇચ્છું છું."

રઘુપતિ બોલ્યો, "મુલાકાત થશે નહિ એવું તેમણે કહ્યું છે."

વિલ્વને કહ્યું, "મહારાજ ગોવિંદ માણિક્યના પત્રનો જવાબ જોઇએ છીએ."

રઘુપતિએ કહ્યું, "કાગળનો જવાબ પહેલાં એકવાર આપ્યો છે."

વિલ્વને કહ્યું, "હું તેમના મોંએ જવાબ સાંભળવા ઇચ્છું છું."

રઘુપતિએ કહ્યું, "તેનો કંઇ ઉપાય નથી."

વિલ્વને જાણ્યું કે હવે યત્ન કરવો નિષ્ફળ છે; કેવળ વખતનો વ્યય છે. જવાની વખતે રઘુપતિને કહ્યું "બ્રાહ્મણ, ... કરવામાં તમે પ્રવૃત્ત થયા છો? આમ કરવું એ તો બ્રાહ્મણ...

# પ્રકરણ ૩૬ મું



વિલ્વને પાછો આવીને જોયું: રાજાએ ઘણો યત્ન તથા પૈસા ખર્ચીને કુકીદલને પાછું વાળ્યું છે. તેઓએ રાજ્યમાં ખખેડાનો આરંભ કર્યો છે. સૈન્યદલ લગભગ ભાંગી નાંખ્યું છે. લડાઇની તૈયારી કંઇ નથી. વિલ્વને પાછા આવીને રાજાને બધી હકીકત જણાવી.

રાજાએ કહ્યું, "ત્યારે પૂજારી મહારાજ, હું જાઉંછું; નક્ષત્રને માટે રાજ્ય ધન મૂકીને જાઉં છું."

વિલ્વન બોલ્યો, "અસહાય રૈયતને પારકાના હાથમાં મૂકીને તમે નાસશો, એ સ્મરણ કરીને હું કોઇ રીતે પ્રસન્ન મનથી રજા આપી શકતો નથી, મહારાજ. વિધાતાના હાથમાં પુત્રને સમર્પણ કરીને ભારમુક્ત માતા શાંતી લાભ કરે—એ કલ્પના શીરીતે કરી શકાય?"

રાજાએ કહ્યું, "પૂજારી મહારાજ, તમારાં વાક્ય મારા હૃદયમાં વીંધીને પ્રવેશ કરેછે. પરંતુ આ વખતે મને માફ કરો. મને હવે કંઈ કહેતા ના. મને હવે વિચલિત કરવાનો યત્ન કરશો ના. તમે જાણો છો કે મેં મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી છે હવે હું રક્તપાત કરીશ નહિ, તે પ્રતિજ્ઞા હું હવે તોડી શકતો નથી."

વિલ્વને કહ્યું, "ત્યારે હવે મહારાજ, શું કરવા ધારો છો?"

રાજા બોલ્યો, "હું ત્યારે બધું કહું છું. હું ધ્રુવને મારી જોડે લઇને વનમાં જઈશ. પૂજારી મહારાજ, મારૂં જીવન તદન અસંપૂર્ણ રહેલું છે. જે મેં મનમાં ધાર્યું હતું તે હું કરી શક્યો નહિ. જીવનનો જેટલો ભાગ જતો રહ્યો છે. તે પાછો મેળવીને હવે તે નવી રીતે કરી શકતો નથી. મારા મનમાં આવે છે કે નસીબ મને તીરની પેઠે નાંખે છે, નીશાનથી જો એક વાર જરા આડો થઇ જાઉં તો પુષ્કળ કોશેશ કર્યા છતાં પણ નીશાનની તરફ પાછો વળી શકું નહિ. જીવનના આરંભના સમયથી હું હવે વાંકો થયો છું. જીવનના છેલ્લા કાલમાં હું હવે લક્ષ શોધું છું પણ તે મળતો નથી. જે

ધારૂં છું તે હવે થતું નથી. જે સમયમાં જાગ્યાથી આત્મરક્ષા કરી શકત, તે વખતે જાગ્યો નહિ. આ સમયમાં ડૂબતો હતો તે વેળાએ ચૈતન્ય થયું છે. સમુદ્રમાં પડયાથી લોકો જે રીતે લાકડાનો કકડો પકડે છે તેમ હું બાળક ધ્રુવને પકડું છું. હું ધ્રુવમાં આત્મ સમાધાન કરીને ધ્રુવની વાસનામાં પુનર્જન્મ લાભ કરીશ. ધ્રુવની જોડે તલ તલ કરીને હું વધતો રહીશ, મારૂં મનુષ્ય જન્મ સપૂર્ણ કરીશ. પુજારી મહારાજ, હું માણસના જેવો નથી, હું રાજા થઇને શું કરૂં ?"

છેલ્લાં વાકય રાજાએ ઘણા આવેગથી ઉચ્ચાર્યાં, તે સાંભળીને ધ્રુવ રાજાની જાંગ ઉપર પોતાનું માથું છુપાવીને બોલ્યો " હું આજા ?"

વિલ્વને હસીને ધ્રુવને ખોલામાં લીધો. ઘણીવાર સૂધી તેના મોં સામુ જોઇને પછી રાજાને કહ્યું, " વનમાં શું કદી માણુસ ઘડી શકાય છે? વનમાં કેવળ એક વનસ્પતિને પાલન કરીને ઉખેડી શકાય છે."

રાજાએ કહ્યું, " હું તદન વનવાસી થઇશ નહિ, મનુષ્ય મંડળમાં માત્ર કંઇક છેટે રહીશ. તે છતાં જન મંડળની સાથેનો યોગ તોડીશ નહિ. કેવળ કેટલાક દિવસને માટે છે."

પેલી તરફ નક્ષત્રરાય લસ્કરની સાથે રાજધાનીની પાસે આવ્યો. રૈયતનું ધનધાન્ય લૂટવા લાગ્યો. પ્રજા કેવળ ગોવિંદ મણિકયનેજ ગાળો દેવા લાગી. તેઓએ કહ્યું કે આ બધું કેવળ રાજાના પાપથી થાય છે. રાજાએ એકવાર રઘુપતિને મળવાને ચાહ્યું. રઘુપતિ આવ્યો. તેને તેણે કહ્યું " હવે શા માટે રૈયતને દુઃખ દો છો? હું નક્ષત્રરાયને રાજ્ય સોંપી ચાલ્યો જાઉં છું. તમારા મોગલ લસ્કરને રજા આપો."

રઘુપતિએ કહ્યું, " જેવી આજ્ઞા. આપ વિદાય થશો એટલે તરતજ હું મોગલ લસ્કરને પાછું મોકલી દઇશ. ત્રિપુરા લૂટાય એવી મારી ઇચ્છા નથી."

રાજાએ તે દહાડે રાજપાટ છોડીને જવાની તૈયારી કરી. પોતાનો રાજવેશ ત્યાગ્યો, ગેરવાં વસ્ત્ર પહેર્યાં. નક્ષત્રરાયને રાજાનાં સઘળાં કર્તવ્ય

પ્રણામ કર્યો, રાજાનું હૃદય આશ્ચર્ય પામી ગયું, તેણે તેની પાસે સ્નેહ વ્યાકુલ કંઠથી વીદાય આપવાની પ્રાર્થના કરી. કેવળ આ એક ધાન કાપનાર મજૂર પોતાની બધી સંતાન પ્રજામાંનો છતાં માત્ર તેણે રાજત્વના અવસાનમાં તેને ભક્તિભર મ્લાન હૃદયથી વીદાય આપી. રાજાની પછવાડે છોકરાંનું ટોળું બૂમો પાડતું જોઇને તેણે ઘણો ગુસ્સે થઇને તેઓને નસાડી મૂક્યાં. રાજાએ તેને તેમ કરતાં રોકયો. આખરે રસ્તાના જે મહોલ્લામાં કેદારેશ્વરની ઝુંપડી હતી, રાજા ત્યાં આવી પહોંચ્યો. તે વેળાએ દક્ષિણમાં ફરવા ચાહ્યું. હમણાં શિયાળાની સવાર હતી. વાદળામાંથી સૂર્યના કિરણ દેખાય છે. ઝુંપડીની તરફ જોઇને રાજાને ગયા વર્ષનો આષાઢ મહિનાનો એક પ્રાતઃકાલ યાદ આવ્યો. તે વેળાએ મોટો વરસાદ વરસતો હતો. બીજના ક્ષીણચંદ્ર જેવી છોકરી હાસી અચેતન અવસ્થામાં બીછાનામાં મળી જઇને સૂતી છે. નાનો તાતા કંઇપણ નહિ સમજતાં કદી કદી બહેનના લૂગડાંના છેડામાં મોં છુપાવીને બહેનના મોં સામુ જુએ છે, કદી તેના ગોળ ગોળ નાના નાના હાથથી આસ્તે આસ્તે બહેનનું મોં દાબે છે. આજના આ પોસ મહિનાનો શિશિરાસિક્ત શુભ પ્રાતઃકાલઃ તેમાં અષાઢ મેઘાસન્ન પ્રભાતનો કંઇક અંશ છુપો હતો. રાજાને યાદ આવ્યું કે જે અદૃષ્ટ આજે મને રાજ્ય ત્યાગી તથા અપમાનિત કરીને ઘરમાંથી વિદાય કરી મુકે છે, આ નાની ઝુંપડીના દરવાજામાં તે અષાઢના અંધકાર પ્રાતઃકાલે તે અદૃષ્ટની સંભાવના થઇ હતી, તેને માટે રાહ જોઇને બેઠો હતો. આજ અહિંજ તે અદૃષ્ટની સાથે આ પહેલી મુલાકાત છે. રાજા વિચારમાં પડીને તે ઝુંપડીની સામે ક્ષણીક પળ સુધી સ્થિર થઇ ઉભો રહ્યો. તેના નોકર શિવાય તે વેળાએ રસ્તામાં બીજું કોઇ માણસ નહોતું. ધાન કાપનાર મજૂરથી છોકરાં નાશી ગયાં હતાં, પરંતુ મજુર છેટે ગયાથી પાછાં છોકરાં આવ્યા. તેઓની બૂમોથી રાજા સાવચેત થઇને નિશ્વાસ છોડીને પાછો ધીરે ધીરે જવા લાગ્યો. એકદમ બાળકોના ઘુમાટામાંથી એક સુમિષ્ઠ પરિચિત કંઠના સ્વરે તેના કાનમાં પ્રવેશ કર્યો. તેણે જોયું કે નાનો ધ્રુવ પોતાના નાના નાના પગ

પહોળા કરીને બે હાથ ઉંચા કરીને હસતો હસતો તેની તરફ દોડતો આવે છે. કેદારેશ્વર નવા રાજાને સન્માન દેખાડવા ગયો હતો, ઝુંપડીમાં કેવળ ધ્રુવ અને ચાકરડી હતી. ગોવિંદ માણિક્ય ઘોડો ઉભો રાખીને ઘોડા ઉપરથી ઉતર્યો. ધ્રુવ ખડખડાટ હસીને એકીવારે તેના ઉપર જઇ પડયો. તેનું કપડું ઝાલીને, તેના પગપર માથું રાખીને, તેનો પહેલો આનંદનો ઉચ્છવાસ ગયા પછી, તે ગભીર થઇને રાજાને કહેવા લાગ્યો, "હું ટકટક પર ચઢીશ" રાજાએ તેને ઘોડા ઉપર બેસાડયો. ઘોડા ઉપર ચઢીને રાજાનું ગળું પકડીને પોતાના કોમળ ગાલ તેણે રાજાના ગાલ ઉપર રાખ્યા. ધ્રુવ પોતાની નાની અકલથી રાજામાં એક જાતનું પરિવર્તન અનુભવવા લાગ્યો. ગંભીર ઉંઘમાંથી જગાડવા માટે લોકો જેમ નાના પ્રકારનો યત્ન કરે છે તેમ ધ્રુવ તેને ખેંચીને, તેને વીંટાઇને, તેનું ચુમ્બન લઇને, કોઇ રીતે તેનો પહેલાંનો ભાવ પાછો આવવાનો યત્ન કરવા લાગ્યો. આખરે તેમાં નહિ ફાવ્યો ત્યારે મોંમાં બે આંગળાં નાંખીને બેસી રહ્યો. રાજાએ ધ્રુવના મનનો ભાવ સમજીને તેને વારેવાર ચુમ્બન કર્યા પછી કહ્યું, "ધ્રુવ હવે હું જાઉં છું."

ધ્રુવ રાજાના મોં સામું જોઇને બોલ્યો, "હું આવીશ."

રાજાએ કહ્યું, "તું ધ્રુવ કયાં આવીશ બેટા? તું તારા કાકાની પાસે રહે."

ધ્રુવે કહ્યું, "હું તમારી જોડે આવીશ."

એવામાં ઝુંપડીમાંથી ચાકરડી બકતી બકતી આવી પહોંચી, સવેગે ધ્રુવનો હાથ પકડી ખેંચીને બોલી, "ચાલ"

ધ્રુવે તરત કરીને બે હાથે રાજાને જોરથી પકડયો અને પોતાનું માથુ રાજાની છાતીમાં ભરાવ્યું. રાજાએ દિલગીર થઇને વિચાર કર્યો કે છાતીની નસો ખેંચીને કાપી શકાય, પણ આ બે હાથનું બંધન શું તોડી શકાય એવું છે? પરંતુ તે પણ તોડી નાખ્યું છે. આસ્તે આસ્તે ધ્રુવના બે હાથ છોડાવીને બળપૂર્વક ધ્રુવને ચાકરડીના હાથમાં સોંપ્યો ધ્રુવ ઘણો રોવા લાગ્યો.

હાથ ઉંચા કરીને બોલ્યો, "બાપા હું આવીશ." રાજાએ પાછું ન જોતાં જલદીથી ઘોડા ઉપર ચઢીને ઘોડાને દોડવી મૂકયો. જેમ જેમ તે આગળ જતો ગયો તેમ તેમ ધ્રુવનો રોવાનો અવાજ વધવા લાગ્યો, તે તેને સંભળાતો—ધ્રુવ પોતાના બે હાથ લંબાવીને કહેવા લાગ્યો, "બાપા હું આવીશ" આખરે રાજાની પ્રશાંત આંખમાંથી આંસું પડવા લાગ્યાં. તે રસ્તો વાટ કંઈ જોઇ શકયો નહિ. આંખમાંનાં આંસુથી સૂર્યનો તડકો અને આખું જગત ઢંકાઈ ગયું. ઘોડો પોતાની ઇચ્છા પ્રમાણે દોડવા લાગ્યો.

રસ્તામાં એકદમ મોગલ લશ્કરના સિપાઇઓ આવીને રાજાને લક્ષીને હસવા લાગ્યા, એટલુંજ નહિ પણ તેના નોકરની કેટલીક સખ્ત ઠઠ્ઠા મશ્કરી કરવાનો આરંભ કર્યો. તે વેળાએ રાજાનો એક સભાસદ ઘોડા ઉપર બેસીને ત્યાંથી જતો હતો, તે આ દેખાવ જોઇને રાજાની પાસે દોડતો આવ્યો, અને કહ્યું, "મહારાજ, હવે આ અપમાન સહન થઈ શકતું નથી, મહારાજની આવી દીન દશા જોઇને એઓ આવા સાહસીક થયા છે. આ લ્યો તરવાર, આ લ્યો ઢાલ. મહારાજ, જરા અહિં થોભો, હું મારા માણસો લઇને આવું છું, આ જંગલી માણસોને એકવાર સજા આપીએ."

પણ સન્માન કરજો. તમે સઘળા મળીને સર્વદા નક્ષત્રને સારે રસ્તે અને પ્રજાના કલ્યાણમાં લગાડજો. તમારી પાસે વિદાયની આ અરજ છે. જો જો કદીપણ મારૂ બોલવું તેને ના કહેતા અથવા મારી જોડે સરખામણી કરીને તેની જરા પણ નિંદા કરશો ના. હવે હું રજા લઉં છું" આવું કહીને રાજા પોતાના સભાસદને ભેટી આગળ વધ્યો. સભાસદ તેને પ્રણામ કરીને આંખમાંનાં આસું લોહીને ચાલ્યો ગયો.

જ્યારે તે ગામની નદીના કિનારા ઉપરના પહાડની પાસે આવી પહોંચ્યો, ત્યારે વિલ્વન પૂજારી જંગલમાંથી નીકલીને તેની સામે આવીને હાથ ઉંચા કરીને બોલ્યો, "મહારાજનો જય થાઓ." મહારાજે ઘોડા ઉપરથી ઉતરીને પ્રણામ કર્યા. વિલ્વને કહ્યું, "હું તમારી પાસે રજા લેવા આવ્યો છું."

રાજાએ કહ્યું, "પૂજારી મહારાજ, તમે નક્ષત્રરાયની પાસે રહીને સારી સલાહ આપજો, રાજ્યનું હીત કરજો."

વિલ્વને કહ્યું, "જ્યાં તમે રાજા નથી, ત્યાં હું નકામો છું. અહિ રહીને હું બીજું કંઈ કામ કરી શકીશ નહિ."

રાજાએ કહ્યું, "ત્યારે કયાં જશો મહારાજ? જો મારા ઉપર કૃપા કરો તો હું તમને મેળવ્યાથી મારા દુર્બલ હૃદયમાં બળ મેળવું."

વિલ્વને કહ્યું, "કયાં મારૂ કામ છે, તે હું શોધવા માટે જાઉં છું. હું ગમે તો પાસે હોઉં કે દૂર હોઉં, તમારા ઉપરનો પ્રેમ કદી પણ હું વિસર્જન કરીશ નહિ, તે તમે ખાતરીથી સમજજો. પરંતુ હું તમારી જોડે વનમાં આવીને શું કરૂં તે કહો?"

રાજા ધીરે અવાજે બોલ્યો, "એમ છે તો હુ હવે જાઉં છું." આવું કહીને બીજીવાર તેણે પ્રણામ કર્યા. વિલ્વન એક તરફ ચાલ્યો, રાજા બીજી તરફ જવા નીકલ્યો.

---

# પ્રકરણ ૩૮ મું.



નક્ષત્રરાય છત્રમાણિક્ય નામ ધારણ કરીને મોટી ધામધુમથી રાજગાદી ઉપર બેઠો. ખજાનામાં ઘણા પૈસા નહોતા. રૈયતની પાસેથી બધું હરણ કરીને કહેલા પૈસા આપીને મોગલ લશ્કરને વિદાય કરવું પડ્યું. મોટો દુકાળ તથા ગરીબાઇ લઇને છત્રમાણિક્ય રાજ ચલાવવા લાગ્યો. ચારે બાજૂએ શાપ તથા ક્રંદન વાર્ષિત થવા લાગ્યાં.

જે આસન પર ગોવિંદ માણિક્ય બેઠો હતો, જે બિછાના ઉપર ગોવિંદ માણિક્ય સૂતો હતો તેનો અત્યારે છત્ર માણિક્ય ઉપભોક્તા હતો. જે માણસો ગોવિંદ માણિક્યના પ્રિય સોબતીઓ હતા, તેઓ રાત દહાડો મૂગે મોઢે છત્ર માણિક્યને ગાળો દેવા લાગ્યા. છત્રમાણિક્યને તે ધીરે ધીરે અસહ્ય જેવું ભાસવા લાગ્યું. તેણે સોબતી સામેના ગોવિંદ માણિક્યના બધા ચિન્હ લોપવાનો આરંભ કર્યો, ગોવિંદ માણિક્યે વાપરેલી વસ્તુનો નાશ કરી નાખ્યો અને તેના પ્રિય સોબતીઓને કાઢી મુકયા, ગોવિંદ માણિક્યનું નામ સુધ્ધાં તે હવે સહન કરી શક્યો નહિ. ગોવિંદ માણિક્યનું નામ કાઢયાથીજ તેના મનમાં આવતુ કે તે મને નિર્બલ અને પાપી લક્ષીનેજ એનું નામ કહે છે. સર્વદા તે ધારતો હતો કે મને બધા રાજા કહીને જેટલું જોઇએ તેટલું સન્માન આપતા નથી–એ વાસ્તે તે અમરતો એકદમ ગુસ્સે થઇ જતો હતો, તે રાજ્યનું કામ કંઇ સમજતો નહોતો, પણ કોઇ સારી સલાહ આપવા આવતો તો તે ગુસ્સે થઇ તેને કહેતો હતો કે, "હું શું એ સમજતો નથી–તમે શું મને મૂર્ખ સમજો છો" તેના મનમાં આવતું કે બધા મને રાજગાદી મેળવવાને અનધિકારી રાજ્યાપહારક સમજીને મનમાં ને મનમાં તુચ્છકારે છે, એ માટે બળજોરીથી રાજા થઇ પડયો છે. જુલમ ગુજારીને સર્વત્ર પોતાનું એકાધિપત્ય ફેલાવવા લાગ્યો. તે જેને રાખવા ઇચ્છે તે રહી શકે છે, મારવાથી મરી શકે છે, એ વિશેષ સિદ્ધ કરવા માટે જેને રાખવો ઉચિત નહોતો તેને રાખતો, જેને મારવો ઉચિત નહોતો તેને મારતો હતો. રૈયત અંન વગર મરતી હતી,

પરંતુ પોતાની ધામધુમમાં કંઇ ન્યૂનતા રાખતો નહોતો-નિત્ય નૃત્ય ગીત વાદ્ય ભોજ થતાં હતાં. આની પહેલા બીજા કોઇ રાજાએ ગાદી ઉપર બેસીને રાજત્વના આરંભમાં આટલું બધું વહેંચીને આવું અપૂર્વ નૃત્ય કરાવ્યું નહોતું.

રૈયત ચારે બાજુએ અસંતોષ દેખાડવા લાગી-છત્રમાણિક્ય ઘણો બળી ઉઠયો. તેણે પોતાના મનમાં ધાર્યું કે આ કેવળ એક રીતનો અસંમાન દેખાડે છે. અસંતોષનું બમણું કારણ ઉત્પન્ન કરીને તેણે બળપૂર્વક પીડિત કરીને ભય દેખાડીને સઘળાનાં મોં બંધ કરી દીધાં. તે શાંત નક્ષત્રરાય છત્રમાણિક્ય થઇને એકદમ આવું આચરણ કરે એમાં આશ્ચર્યનો વિષય કંઇ નથી. ઘણી વખતે દુર્બલ હૃદયના માણસો હકુમત મેળવીને આવા પ્રચંડ તથા જુલમી થાય છે.

રઘુપતિનું કામ પુરૂં થયું. આખર સુધી જે પ્રતિહિંસા પ્રવૃત્તિ તેના હૃદયમાં એક સરખી જાગ્રત હતી હાલ નથી. પહેલાંથીજ ધીરે ધીરે બદલો લેવાની ઇચ્છા ઓછી થઈ હતી પણ જે કામ હાથમાં ઝાલ્યું તે કામ પૂર્ણ કરવું એ તેનું એક વ્રત થઇ પડયું હતું. નાના પ્રકારની તદબીર લડાવીને, વિઘ્ન વિપત્તિ ખસેડીને, રાત દહાડો મૂખ્ય ઉદ્દેશ સાધવામાં નિયુક્ત રહીને તે એક રીતનું માદક સુખ અનુભવતો હતો. આખરે તે ઉદ્દેશ સિદ્ધ થયો. પૃથ્વીમાં હવે તેને કંઇ પણ ઉદ્દેશ નથી.

રઘુપતિએ પોતાના મંદિરમાં જઇને જોયું ત્યાં જન પ્રાણી નથી. જોકે રઘુપતિ સારી પેઠે જાણતો હતો કે જયસિંહ નથી તથાપિ મંદિરમાં પ્રવેશ કરીને બીજી વારે તેણે નવી રીતે જાણ્યું કે. જયસિંહ નથી. એક એક વાર તે પોતાના મનમાં ધારવા લાગ્યો કે તે છે ત્યાર પછી તેને યાદ આવ્યું કે તે નથી. એકદમ હવાથી બારણું ઉઘડી ગયું તેથી ચમકીને તેણે પાછું ફરીને જોયું કે જયસિંહ તો આવ્યો નથી? જયસિંહ જે ઓરડામાં રહેતો, મનમાં આવ્યું કે તે ઓરડામાં જયસિંહ હોય, પણ ઘણીવાર સૂધી તે તે ઓરડામાં પ્રવેશ કરી શકયો નહિ-મનમાં ભય થવા લાગ્યો.

જોઉં તો ખરો કદાચ હોય. જયસિંહ ત્યાં નથી. આખરે જ્યારે સાંઝના અંધકારથી વનની છાયા ગાઢતર છાયામાં મલી ગઇ, ત્યારે રઘુપતિએ ધીરે ધીરે જયસિંહની ઓરડીમાં પ્રવેશ કર્યો. શૂન્ય વિજન ઓરડી સમાધિ ભવનના જેવી નિઃસ્તબ્ધ છે. ઓરડાના એક ખુણામાં એક પેટી છે અને પેટીની પાસે જયસિંહનાં એક જોડી પાવડાં ધુળથી ખરડેલાં પડયાં છે. ભીંત ઉપર જયસિંહે પોતાને હાથે કાઢેલી ભવાનીની મૂર્તિ છે. ઓરડીના બીજા ખુણામાં એક ધાતુનું કોડીયું ધાતુની દીવી ઉપર પડયું છે. ગયા વર્ષથી તે દીવો કોઇએ બાળ્યો નથી. કરોળીયાની જાળથી તે ઢંકાઇ ગયો છે. પાસેની દીવાલપર દીવાની જ્યોતનો કાળો ડાઘ પડેલો છે. ઓરડામાં આ સામાન શિવાય બીજું કંઇ નહોતું. રઘુપતિએ એક લાંબી હાય મારી. તે હાય શૂન્ય ઓરડામાં પ્રતિધ્વનિત થઇ. ધીરે ધીરે અંધારૂ વધવાથી કંઇ દેખાતું નહોતું. એક ટિકટિકી વખતો વખત "ટિક ટિક" શબ્દ કરતી હતી. ખુલ્લા બારણામાંથી ટાઢો પવન વાતો હતો. રઘુપતિ પેટીની ઉપર બેસીને હાંફવા લાગ્યો.

એવી રીતે એક મહિના સૂધી તે વિજન મંદિરમાં વખત ગાળ્યો, પરંતુ એવી રીતે દહાડા જતા નહોતા. પૂજા કરવાનું છોડવું પડયું. રાજસભામાં ગયો. રાજ્ય શાસન કાર્યમાં હાથ નાંખ્યો. તેણે જોયું કે ગેરવાજબી ઉત્પીડન તથા વિશૃંખલા છત્રમાણિક્યનું નામ ધારીને રાજત્વ કરેછે. તેણે રાજ્યની વ્યવસ્થા કરવાનો યત્ન કર્યો. છત્રમાણિક્યને સલાહ આપવા ગયો ત્યારે છત્રમાણિક્ય ગુસ્સે થઇને બોલ્યો, "પૂજારી મહારાજ, રાજ્ય ચલાવવા વિષે તમે શું જાણો ? એ બધા વિષયમાં તમે કંઇ સમજતા નથી." રઘુપતિ રાજાનો પ્રતાપ જોઇને આશ્ચર્ય પામ્યો, તેણે જોયું કે તે હવે નાનો નક્ષત્રરાય નથી, રઘુપતિની સાથે રાજાને હમેશાં તકરાર ચાલવા લાગી. છત્રમાણિક્યે વિચાર કર્યો કે રઘુપતિ ધારે છે કે મેંજ તેને રાજ અપાવ્યું છે, એ વાસ્તે રઘુપતિની હાજરી તેને અસહ્ય લાગતી હતી અને તેની વિદ્યમાનતાથી કંટાળો થતો હતો. આખરે એક દહાડો તેણે સ્પષ્ટ કહ્યું,

"પૂજારી મહારાજ, તમે તમારા મંદિરનું કામ કર્યા કરો, રાજસભામાં તમારે આવવાની કંઇ જરૂર નથી." રઘુપતિએ છત્રમાણિક્ય ઉપર જવલંત તીવ્ર દ્રષ્ટિ ફેંકી. છત્રમાણિક્ય જરા ખિસીઆણો પડી મુખ ફેરવીને ત્યાંથી જતો રહ્યો.

---

## પ્રકરણ ૩૯ મું.

નક્ષત્રરાય જે દિવસે શહેરમાં પેઠો હતો, તે દહાડે કેદારેશ્વર તેને મળવા ગયો હતો, પરંતુ ઘણો યત્ન કરવા છતાં પણ તે તેની નજરે પડયો નહિ. સિપાઇઓએ તેને ધકકા મારીને વિવ્રત કરી મૂકયો હતો. આખરે તે પ્રાણ લઇને નાશી ગયો. ગોવિંદ માણિકયના વારામાં તે રાજ ભોગમાં પરમ પરિતૃપ્ત થઈને રાજમહેલમાં રહેતો હતો, યુવરાજ નક્ષત્રરાયની જોડે તેને વધારે ચાહ પણ હતો. થોડા વખત થયાં રાજમહેલમાં રહેવાનું બંધ પડવાથી તેને પોતાનું પેટ ભરવું એ મુશ્કેલ થઇ પડયું હતું. જયારે તે રાજાની છાયામાં હતો, ત્યારે સઘળા તેને સભય સન્માન આપતા હતા પરતુ હમણાં તેને કોઇ ગણકારતું નહોતું. પહેલાં રાજ સભામાં કોઈને પણ કંઇ જરૂર પડતી તો હાથ પગ જોડીને કહેતા આટલું કામ તો દયા કરીને કરી આપવું પડશે. હમણાં રસ્તે જતાં કોઇ તેને બોલાવતું પણ નથી. જ્યારે પહેલાં સૌ તેને વિના કારણે પણ પ્રણામ કરતા હતા. એના ઉપર વળી અન્નકષ્ટ પણ પડયુ છે આવી અવસ્થામાં રાજ મહેલમાં ફરી પ્રવેશ પામવાથી કંઇક સારૂં થાય, એવી સંભાવનાથી તે એક દહાડો અવસર પ્રમાણે કંઇ ભેટ એકઠી કરીને જાહેર રીતે રાજ દરબારમાં છત્રમાણિકયને મળવા ગયો. પરમ પરિતોષ દેખાડીને અત્યંત વિનયથી હાસ્ય હસતો હસતો રાજાની પાસે જઇને ઉભો. રાજા તેને જોતાંજ બળી ગયો. તે બોલ્યો, "હસેછે? શા માટે, તુ શું મારી મશ્કરી કરેછે? તું શું ઠઠ્ઠા તમાસો કરવા આવ્યો છે!"

તરત ચોપદાર જમાદાર મંત્રી અમાત્યો બધા બૂમો પાડી ઉઠયા. દારેશ્વરે વિકસિત દાંતની હાર તરત ઉપર પડદો નાંખ્યો.

છત્ર માણિક્યે કહ્યું, "તારે શું કહેવાનું છે તે જલદી બોલી દે પછી અહિંથી જતો રહે."

કેદારેશ્વરને શું કહેવાનું હતું તે યાદ આવ્યું નહિ. ઘણી મુશ્કેલીથી તેણે મનમાં ને મનમાં જે ભાષણ ઘડી રાખ્યું હતું તે પેટમાં પચી ગયું. આખરે જ્યારે રાજાએ કહ્યું, "તને જો કંઇ કહેવાનું નથી તો અહિંથી ચાલ્યો જા." ત્યારે કેદારેશ્વરે ઝટપટ કંઇ બોલવું ધારીને આંખ મુખ કંઠસ્વરમાં એકદમ ઘણો કરૂણરસ સંચાર કરીને કહ્યું, "મહારાજ, ધ્રુવને શું ભૂલી ગયા છો?"

છત્ર માણિક્ય ઘણો ગુસ્સે થઈને રાતો પીળો થઇ પડયો. મૂર્ખ કેદારેશ્વર કંઇ પણ નહિ સમજતાં બોલ્યો, "તે મહારાજને માટે "કાકા" "કાકા" કહીને રોતો ફરે છે."

છત્ર માણિક્ય બોલ્યો, "તારી આસ્પર્ધા તો કંઇ હું ઓછી જોતો નથી. તારા ભાઈનો છોકરો મને "કાકા" કહે? તેં તેને એવું શીખવ્યુ છે!"

કેદારેશ્વર ઘણો ગાભરો બનીને બેઉ હાથ જોડીને બોલ્યો, "મહારાજ–"

છત્ર માણિક્ય કહ્યું, "કોણ છે અહિં એને અને પેલા છોકરાને રાજ્યની હદમાંથી કાઢી મૂકો!" એકદમ ખભા ઉપર એટલા સિપાઇઓના હાથો આવી પડયા કે કેદારેશ્વર તીરની પેઠે એકદમ બહાર સરકી ગયો. હાથમાંથી તેની ડાલી ઝુંટાવી સિપાઇઓએ તેના ભાગ વ્હેચી લીધા. ધ્રુવને સાથે કેદારેશ્વરને લઇને સિપાઈઓએ ત્રિપુરા છોડીને બહાર કાઢયો.

---

## પ્રકરણ ૪૦ મું.

રઘુપતિ પાછો મંદિરમાં ગયો. તેણે જઇને જોયું કે કોઈ પ્રેમપૂર્ણ હૃદયથી વસ્ત્રાદિ લઇને તેને માટે વાટ જોતું નથી. પથ્થરનું મંદિર ઊભું છે. તેમાં કયાં પણ હૃદયનો લેશ માત્ર નથી. તે જઇને ગોમતી નદી કિના-

રઃ પર સફેદ પગથિયાંની ડાબી બાજૂએ જયસિંહે રોપેલા શેફાલિકા ઝાડ પર પુષ્કળ ફૂલ ખીલ્યાં છે. એ ફૂલો જોઇને જયસિંહનું સુંદર મુખ, સરળ જીવન અને અત્યંત સહજ વિશુદ્ધ ઉન્નત ભાવ તેને સ્પષ્ટ યાદ આવવા લાગ્યાં. સિંહ જેવો સબળ તેજસ્વી અને હરિણના બચ્ચા જેવો સુકુમાર જયસિંહ રઘુપતિના હૃદયમાં સંપૂર્ણ આવિર્ભૂત થઇ તેનું આખું હૃદય અધિકાર કરી લીધું. તે પહેલાં પોતાને જયસિંહ કરતાં ઘણો મોટો સમજતો હતો, હમણાં જયસિંહને પોતાના કરતાં ઘણો મોટો સમજવા લાગ્યો. પોતાના તરફની જયસિંહની સરળ ભક્તિનું સ્મરણ કરીને જયસિંહ ઉપર તેને ઘણી ભક્તિ ઉદય થઇ, પોતાના ઉપર તેની અભક્તિ ઉત્પન્ન થઇ. જયસિંહને તેણે ગેર વાજબી રીતે તિરસ્કાર કર્યો છે તે યાદ આણીને તેનું હૃદય ચીરાયું. તેણે મનમાં ધાર્યું કે જયસિંહને ઠપકો આપવાને હું અધિકારી નહોતો. એને ઠપકો આપવાની મારી શી યોગ્યતા !— જયસિંહની જોડે એક પળ પણ મળાય તો હું મારી દુષ્ટતા દુર્બલતા કબૂલ કરીને તેની પાસેથી માફી માંગું. જયસિંહે જે જે કહ્યું હતું તે બધું યાદ આવવા લાગ્યું. જયસિંહનું આખું જીવન સંયત ભાવથી તેના હૃદયમાં વિરાજ કરવા લાગ્યું. તે આવા એક મહત્ ચરિત્રમાં આત્મવિસ્મૃત થઇને બધા વિવાદ વિદ્વેષ ભૂલી ગયો. ચારે બાજુનો મહાસંસાર ભાર હલકો થઇને તેને પીડન કરવામાં વિરત થયો. જે નક્ષત્ર માણિક્યને તેણે રાજા કર્યો છે તેણે રાજા થઇને આજ પોતાનું અપમાન કર્યું છે એ સ્મરણમાં આવ્યા છતાં તેના ઉપર કંઇ પણ ગુસ્સો ઉત્પન્ન થયો નહિ. એ માન અપમાન બધું સામાન્ય ધારીને પોતાને જરા હસવું આવ્યું. કેવળ તેને એવી ઇચ્છા થવા લાગી કે જયસિંહ જેના યોગે ખરેખરો સંતુષ્ટ થાય એવું કંઇ કામ કરૂં. તે છતાં ચારે બાજૂએ કંઇ કામ જોયું નહિ—ચારે બાજૂએ શૂન્ય "હાહાકાર" કરેછે. આ વિજન મંદિરે તેને દબાવીને પકડી રાખ્યો હોય તેમ જણાયું, શ્વાસ રોકાતો હોય એવું પોતાને જણાયું. એક મોટું કામ કરીને તે હૃદય વેદના શાંત કરી શકાશે એવી ધારણા તેને પહેલાં હતી પરંતુ તે બધી વ્યર્થ.

છત્ર માણિક્યે કહ્યું, " તારે શું કહેવાનું છે તે જલદી બોલી દે પછી અહિંથી જતો રહે."

કેદારેશ્વરને શું કહેવાનું હતું તે યાદ આવ્યું નહિ. ઘણી મુશ્કેલીથી તેણે મનમાં ને મનમાં જે ભાષણ ઘડી રાખ્યું હતું તે પેટમાં પચી ગયું. આખરે જ્યારે રાજાએ કહ્યું, " તને જો કંઇ કહેવાનું નથી તો અહિંથી ચાલ્યો જા." ત્યારે કેદારેશ્વરે ઝટપટ કંઇ બોલવું ધારીને આંખ મુખ કંઠસ્વરમાં એકદમ ઘણો કરૂણરસ સંચાર કરીને કહ્યું, " મહારાજ, ધ્રુવને શું ભૂલી ગયા છો?"

છત્ર માણિક્ય ઘણો ગુસ્સે થઈને રાતો પીળો થઇ પડયો. મૂર્ખ કેદારેશ્વર કંઇ પણ નહિ સમજતાં બોલ્યો, " તે મહારાજને માટે "કાકા" "કાકા" કહીને રોતો ફરે છે."

છત્ર માણિક્ય બોલ્યો, " તારી આસ્પર્ધા તો કંઇ હું ઓછી જોતો નથી. તારા ભાઈનો છોકરો મને " કાકા " કહે? તેં તેને એવું શીખવ્યું છે!"

કેદારેશ્વર ઘણો ગાભરો બનીને બેઉ હાથ જોડીને બોલ્યો, " મહારાજ—"

છત્ર માણિક્ય કહ્યું, " કોણ છે અહિં એને અને પેલા છોકરાને રાજ્યની હદમાંથી કાઢી મૂકો!" એકદમ ખભા ઉપર એટલા સિપાઇઓના હાથો આવી પડયા કે કેદારેશ્વર તીરની પેઠે એકદમ બહાર સરકી ગયો. હાથમાંથી તેની ડાલી ઝુંટાવી સિપાઇઓએ તેના ભાગ વ્હેંચી લીધા. ધ્રુવને સાથે કેદારેશ્વરને લઇને સિપાઈઓએ ત્રિપુરા છોડીને બહાર કાઢયો.

---

## પ્રકરણ ૪૦ મું.

રઘુપતિ પાછો મંદિરમાં ગયો. તેણે જઇને જોયું કે કોઈ પ્રેમપૂર્ણ હૃદયથી વસ્ત્રાદિ લઇને તેને માટે વાટ જોતું નથી. પથ્થરનું મંદિર ઊભું છે. તેમાં કયાં પણ હૃદયનો લેશ માત્ર નથી. તે જઇને ગોમતી નદી કિના-

ફાગણ મહિનાની અન્તે એક દહાડો આખો દિવસ વાદળાં થયાં છે, વખતો વખત થોડો થોડો વરસાદ પડેછે. આખરે સાંઝે રીતસર તુફાન થવાનો આરંભ થયો. પહેલાં પૂર્વ તરફથી વાયુ વાવા લાગ્યો. રાત્રિના દ્વિતીય પ્રહરે ઉત્તર અને પશ્ચિમ પૂર્વથી પ્રબલ વેગથી ઝંઝાવાયુ વહેવા લાગ્યો. આખરે મુષળ ધારે વૃષ્ટિ પડવાનો આરંભ થઇને ઝંઝાવાયુનો વેગ ઓછો થયો. એટલામાં બૂમાટો ઉડયો કે રેલ આવે છે. કોઇ ઘરની અગાસી ઉપર ચઢયા, કોઇ ઝાડ ઉપર ચઢાયા, કોઇએ મંદિરના શિખર ઉપર આશ્રય લીધો; અંધારી રાત છે—લાગટ વરસાદ પડે છે રેલનો ઘોંગાટ ધીરે ધીરે પાસે આવ્યો—ભયભીત ગામના માણસો ભયવિહ્વલ ને દિઙ્‌ભ્રમ થઇ ગયા. એવામાં રેલ આવી પહોંચી. પહેલાં ઉપરા ઉપરી બે વાર તરંગ આવ્યા, બીજી વખતે ગામમાં લગભગ આઠ હાથ પાણી આવી પહોંચ્યું. બીજે દહાડે જ્યારે સૂર્ય ઉદય થયો અને પાણી કંઇક ઓછાં થયાં, ત્યારે નજરે પડયું કે ગામમાં થોડાંજ ઘર બાકી રહેલાં છે, અને માણસો નથી—બીજા ગામોમાંથી માણસો, ગાય, ભેંસ, બકરાં અને શિયાળવાં કૂતરાંનાં મુડદાં તણાઇ આવ્યાં છે. સોપારીનાં ઝાડ ભાંગીને તણાઇ ગયાં છે તેના કંઇક થડ બાકી છે. મોટા મોટા કેરીનાં તથા ફણસનાં ઝાડ સમૂળથી ઉખડીને ડાળી ડાળાં ભાંગીને પડયાં છે. બીજા ગામના ઘરનાં છાપરાં તણાઇ આવેલાં તે જ્યાં ત્યાં ભાંગેલાં પડયાં છે. ઘણાંક માટીના ઘડા, પીતળનાં બહેડાં જ્યાં ત્યાં પસરેલાં છે. કેટલીક ઝુંપડીઓ વાંસની ઝાડી આંબા, ફણસ વગેરે મોટ મોટાં ઝાડોથી ઘેરાયલી હતી, ઘણાક માણસો એકીવારે નહિ તણાતાં આ ઝાડોમાં અટકી ગયા હતા, કોઇ આખી રાત રેલના વેગથી ઝુલતાં વાસના ઝાડમાં ડોલતાને જતા ઝાલી બાઝી રહ્યા છે, કેટલાક કાંટાવાળા ઝાડથી જખમી થઇને કોઇ ઉખડેલા ઝાડની સાથે તણાઇ ગયા છે. પાણી ઓછું થયાથી જીવતાં માણસે ઉતરીને મુડદાંમાં ફરીને પોતાનાં સગાં વહાલાંને શોધવા લાગ્યાં. ઘણાંખરા મુડદાં અપરિચિત અને બીજા ગામમાંથી આવેલાં હતાં, કોઇએ તેઓનો સત્કાર કર્યો નહિ. ટોળા બંધ શમડીઓ આવીને મૃતદેહ ખાવા લાગી. શિયાલવાં કૂતરાં

નિઃસ્તબ્ધ નિરુદ્યમ નિરાશ્રય મંદિરની તરફ જોઇને પિંજરામાં ગોંધેલા પક્ષીની પેઠે તેનું હૃદય અધીર થઈ ગયું. તે ઉઠીને અધીરો બની વનમાં ચાલવા લાગ્યો. મંદિરમાંની અલસ અચેતન નકામી જડ પ્રતિમાઓ ઉપર તેને ઘણો તિરસ્કાર છુટયો. જ્યારે હૃદય પ્રબળ વેગથી ઉદ્વેગિત થઇ પડયું છે ત્યારે કેટલીક નિરુદ્યમ સ્થૂલ પથ્થર મૂર્ત્તિના નિરુદ્યમં સાથી થઇને નિત્ય કાલ ગાળવો તે પોતાના પક્ષે એને ઘણું ખરાબ જણાયું. જ્યારે રાત પડી, ત્યારે રઘુપતિએ ચકમકથી એક દીવો સળગાવ્યો. દીવો હાથમાં લઇને ચારે બાજૂના દેવતા સમાન ભાવથી ઉભા રહેલા છો ગયા વર્ષના અષાડ મહિનાની કાલરાત્રે ક્ષીણ દીવાના પ્રકાશમાં ભરતના મૃતદેહની સામે લોહીના પ્રવાહમાં જેમ બુદ્ધિહીન, હૃદય હીનની પેઠે ઉભા હત તેમ આજ પણ ઉભા છે. રઘુપતિ બૂમો પાડીને બોલ્યો, "ખોટી વાત છે! બધું ખોટું છો હો! બેટા જયસિંહ તારા કિંમતી હૃદયનું લોહી કોને આપ્યું! અહિં કોઈ દેવતા નથી! કોઇ દેવતા નથી! પિશાચ રઘુપતિએ તે લોહી પીધું છો!" આવું કહીને કાલીની પ્રતિમા રઘુપતિએ આસન ઉપરથી ઉપાડી નાંખી. મંદિરના દરવાજા ઉપર ઉભો રહીને દૂર ફેંકી દીધી. અંધારામાં પથ્થરનાં પગથિયાં ઉપર પડી. પથ્થરની મૂર્તિ ટીચાતી ટીચાતી, ગડગડતી અથડાઇ ફૂટાઇને ટીચાવાથી વિચિત્ર અવાજ કરતી ગોમતીના પાણીમાં પડી ગઈ. અજ્ઞાન રાક્ષસી પાષાણ આકૃતિ ધારણ કરીને આટલા દહાડા સુધી દેવીને નામે રક્તપાત કરતી હતી તે આજ ગોમતીને તળીએ હજારો પથ્થરમાં અદૃશ્ય થઇ ગઈ. પરંતુ મનુષ્યનું કઠણ હૃદયાસન કોઇ રીતે પરિત્યાગ કર્યું નહિ. રઘુપતિ દીવો હોલવીને રસ્તામાં આવ્યો અને તે રાતે રાજધાની છોડીને ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૪૧ મું.

નોયાખાલિના નિજામતપુરમાં વિલ્વન થોડા દહાડાથી રહેતો હતો. ત્યાં ભયંકર મરકીનો પ્રાદુર્ભાવ થયોછે.

ફાગણ મહિનાની અન્તે એક દહાડો આખો દિવસ વાદળાં થયાં છે, વખતો વખત થોડો થોડો વરસાદ પડેછે. આખરે સાંઝે રીતસર તુફાન થવાનો આરંભ થયો. પહેલાં પૂર્વ તરફથી વાયુ વાવા લાગ્યો. રાત્રિના દ્વિતીય પ્રહરે ઉત્તર અને પશ્ચિમ પૂર્વથી પ્રબલ વેગથી ઝંઝાવાયુ વહેવા લાગ્યો. આખરે મુષળ ધારે વૃષ્ટિ પડવાનો આરંભ થઇને ઝંઝાવાયુનો વેગ ઓછો થયો. એટલામાં બૂમાટો ઉડયો કે રેલ આવે છે. કોઇ ઘરની અગાસી ઉપર ચઢયા, કોઇ ઝાડ ઉપર ચઢાયા, કોઇએ મંદિરના શિખર ઉપર આશ્રય લીધો; અંધારી રાત છે—લાગટ વરસાદ પડે છે રેલનો ઘોંગાટ ધીરે ધીરે પાસે આવ્યો—ભયભીત ગામના માણસો ભયવિકલ ને દિઙ્‌ભ્રમ થઇ ગયા. એવામાં રેલ આવી પહોંચી. પહેલાં ઉપરા ઉપરી બે વાર તરંગ આવ્યા, બીજી વખતે ગામમાં લગભગ આઠ હાથ પાણી આવી પહોંચ્યું. બીજે દહાડે, જ્યારે સૂર્ય ઉદય થયો અને પાણી કંઇક ઓછાં થયાં, ત્યારે નજરે પડયું કે ગામમાં થોડાંજ ઘર બાકી રહેલાં છે, અને માણસો નથી—બીજા ગામોમાંથી માણસો, ગાય, ભેંસ, બકરાં અને શિયાળવાં કૂતરાંનાં મુડદાં તણાઈ આવ્યાં છે. સોપારીનાં ઝાડ ભાંગીને તણાઇ ગયાં છે તેના કંઇક થડ બાકી છે. મોટા મોટા કેરીનાં તથા ફણસનાં ઝાડ સમૂળથી ઉખડીને ડાળી ડાળાં ભાંગીને પડયાં છે. બીજા ગામના ઘરનાં છાપરાં તણાઇ આવેલાં તે જ્યાં ત્યાં ભાંગેલાં પડયાં છે. ઘણાંક માટીના ઘડા, પીતળનાં બહેડાં જ્યાં ત્યાં પસરેલાં છે. કેટલીક ઝુંપડીઓ વાંસની ઝાડી આંબા, ફણસ વગેરે મોટ મોટાં ઝાડોથી ઘેરાયલી હતી, ઘણાક માણસો એકીવારે નહિ તણાતાં આ ઝાડોમાં અટકી ગયા હતા, કોઇ આખી રાત રેલના વેગથી ઝુલતાં વાસના ઝાડમાં ડોલતાને જતા ઝાલી બાઝી રહ્યા છે, કેટલાંક કાંટાવાળા ઝાડથી જખમી થઇને કોઈ ઉખડેલા ઝાડની સાથે તણાઈ ગયા છે. પાણી ઓછું થયાથી જીવતાં માણસે ઉતરીને મુડદાંમાં ફરીને પોતાનાં સગાં વહાલાંને શોધવા લાગ્યાં. ઘણાંખરા મુડદાં અપરિચિત અને બીજાં ગામમાંથી આવેલાં હતાં, કોઇએ તેઓનો સત્કાર કર્યો નહિ. ટોળા બંધ શમડીઓ આવીને મૃતદેહ ખાવા લાગી. શિયાલવાં કૂતરાં

ની જાડે આજ તેમને કઇ સ્પર્દ્ધા કે કંઈ વિવાદ નથી, કારણકે શિયાળવાં કૂતરાં પણ બધાં મરી ગયાં છે. બાર ઘર પઠાણનાં રહેતાં હનાં તેઓ ઊંચી જમીન ઉપર રહેતાં હતા તેમ તેઓમાંથી કોઈની કંઇ હાનિ થઈ નહોતી. બાકી જીવતા રહેલા માણસોમાં જેઓને ઘર મળ્યું તેઓએ ઘરમાં આશ્રય લીધો. જેઓને ઘર મળ્યું નહિ તેઓ આશ્રય શોધવા માટે બીજી તરફ ગયા. જેઓ પરદેશમાં હતાં તેઓએ સ્વદેશમાં પાછા આવીને નવું ઘર બનાવ્યું. ધીરે ધીરે થોડામાં એટલુંજ કે ગામમાં ફરી લોકની વસતીનો આરંભ થયો. આ વખતે મૃત દેહથી તલાવનું પાણી ખરાબ થયું તેથી અને બીજા નાનાં નાનાં પ્રકારનાં કારણથી ગામમાં મરકીનો આરંભ થયો. પઠાણોના મહોલ્લામાં મરકીનો પહેલો આરંભ થયો. મૃતદેહને દાટવા અથવા એક બીજાની સેવા કરવા માટે કોઇને પણ ફુરશદ મળતી નહોતી. હિંદુઓ કહેતા હતા કે મુસલમાનો ગોહત્યાના પાપનું ફળ ભોગવે છે. જાતિનું વૈર તથા જાતિ બાહાર થવાના ભયથી કોઇ હિંદુએ તેઓને પાણી આપ્યું નહિ અથવા કોઈ રીતે તેઓને મદદ આપી નહિ. જ્યારે વિલ્વન સંન્યાસી ગામમાં આવ્યો ત્યારે ગામની આવી દશા થઇ હતી. વિલ્વનના કેટલાક ચેલા હતા. તેઓ મરકીના ભયને લીધે નાશવાનો યત્ન કરતા હતા. વિલ્વને તેઓને સમજાવી નાશતા રોકયા, તે માંદા પઠાણોની સેવા કરવા લાગ્યો. તેઓને ખાવાનું, પાણી ઔષધ વગેરે આપવા લાગ્યો અને તેઓના મૃત દેહને દાટવા લાગ્યો. હિંદુઓ હિંદુ સન્યાસીનો જૂલમ જોઇને આશ્ચર્ય થઇ ગયા. વિલ્વને કહ્યું, "હું સન્યાસીછું, મારી કંઇ જાતબાત નથી. મારીજાત માણસની છે. જ્યારે માણસ મરે છે, ત્યારે શેની જાત! ભગવાનની સૃષ્ટિ માણસ, જ્યારે માણસનો પ્રેમ ચહાય છે, ત્યારે શેની જાત?" હિંદુઓએ વિલ્વનની અનાસક્ત પરહિતૈષા જોઇને તેને ધિક્કારવા અથવા નિંદા કરવામાં સાહસ કર્યું નહિ વિલ્વનનું કામ સારું કે નરસું છે તે સ્થિર કરી શકયા નહિ તેઓનું અસંપૂર્ણ શાસ્ત્ર જ્ઞાન સંદિગ્ધ ભાવથી કહે છે. "સારું નથી" પરંતુ તેઓના હૃદયમાં જે "માણસ" રહે છે તેણે કહ્યું "સારો"

છે. ગમે તેમ હો, વિલ્વન બીજા માણસના સારા નરસા કહેવા પર ધ્યાન નહિ લગાડતા કામ કરવા લાગ્યો. મુમૂર્ષુ પઠાણો તેને દેવતા સમજવા લાગ્યા. પઠાણોના નાનાં નાનાં છોકરાંને કાલેરાથી બચાવવા માટે હિંદુઓ પાસે લઇ ગયો. હિંદુઓ ઘણા ગભરાઇ ગયા, કોઈએ તેઓને આશ્રય આપ્યો નહિ. તે વેળાએ વિલ્વને એક મોટો પરિત્યકત ભાંગેલા મંદિરમાં આશ્રય લીધો. ત્યાં તેણે પઠાણોના છોકરાંનું ટોળું રાખ્યું. સવારમાં ઉઠીને વિલ્વન છોકરાને માટે ભિખ માગવા નીકલતો હતો. પરંતુ ભિક્ષા કોણ આપે? દેશમાં અનાજ કયાં હતું? અનાહારે ઘણા માણસો મરી જતાં હતાં. ગામના મુસલમાન જમીનદાર ઘણે છેટે રહેતા હતા. વિલ્વન તેઓની પાસે ગયો. ઘણી મુશ્કેલીથી તેઓને સમજાવીને તે ઢાકાથી ચોખા લાવવા લાગ્યો. તે માંદાઓની મેહાવજત કરતો હતો ને તેના શિષ્યો ચોખા વહેંચતા હતા. વખતો વખત વિલ્વન છોકરાંની જોડે રમતો હતો. તેઓ તેને જોવાથી મોટી ગડબડ મચાવતા હતા—સાંઝની વખતે મંદિર પાસેથી ગયાથી જણાતુ હતું કે જાણે મંદિરમાં હજારો પક્ષીઓએ વાસો કર્યો છે. વિલ્વનની પાસે એક જાતનું વાજું હતું જ્યારે તે ઘણોજ થાકી જતો હતો ત્યારે તે વગાડીને ગાતો હતો. છોકરાં તેને ઘેરીને કોઇ ગાયન સાંભળતા હતાં, કોઇ વાજાનો તાર ખેચતા હતાં, કોઇ તેની નકલ કરીને ગાવાનો યત્ન કરીને મોટા બરાડા પાડતાં હતાં.

આખરે મરકી મુસલમાનના મહોલ્લામાંથી હિંદુઓના મહોલ્લામાં આવી. ગામમાં એક જાતની અરાજકતા, થઇ હતી —ચોરી લૂંટફાટ બહુ થતી હતી—જે જેને મળતું તે લૂટી લેતા હતા. મુસલમાનોએ ટોળે ટોળાં થઇને લૂંટવાનો આરંભ કર્યો. તેઓ માંદા માણસોને બિછાનામાંથી ખેંચી કાઢીને ખાટલો સાદડી ગોદડી સુધ્ધાં લઇ જતા હતા. વિલ્વન પ્રાણપણથી તેઓને તેમ કરતાં રોકતો હતો. વિલ્વનનું કહેવું તેઓ માનતા હતા—તે ઉપાડી શકતા નહોતા. આવી રીતે વિલ્વન પોતાની શકિત પ્રમાણે ગામમાં શાન્તિ રાખતો હતો.

એક દહાડો સવારમાં વિલ્વનનાં એક શિષ્યે આવીને કહ્યું કે એક છોકરાંને જોડે લઇને એક પરદેશી માણસે ગામના પીપળાની નીચે આશ્રય લીધો છે, તેને મરકી લાગુ પડી છે અનુમાન થાય છે કે તે બચનાર નથી. વિલ્વને જઇને જોયું કે કેદારેશ્વર અચેતન થઇને પડયો છે ને ધ્રુવ જમીન ઉપર સૂતો છે. કેદારેશ્વરની મરવાની અવસ્થા છે, રસ્તાની થાક તથા અનાહારથી તે દુર્બલ થઇ ગયો હતો, એ વાસ્તે મરકીએ તેને જોરથા ઘેરી લીધો હતો, કંઇ ઔષધ તેને લાગુ પડયું નહિ તે ઝાડની નીચે એ મૃત્યું થયું. ધ્રુવને જોઈ તે ઘણાં દહાડાથી ભૂખ્યો છે. અને રોતાં ઊંઘી ગયો છે એમ લાગ્યું. વિલ્વન અતિ સાવચેતીથી તેને ખોલામ પોતાના બાળકોના ટોળામાં લઇ ગયો.

---

## પ્રકરણ ૪૨ મું.

---

મયાની નદીના કિનારે મહારાજે ઝુંપડી બાંધી હતી. સ્વચ્છ પાણીની નાની નદી નાના મોટા શિલાખંડ ઉપરથી ઝડપથી ચાલે છે. બે પાસે કાળા રંગના પહાડો ઉભા છે—કાળા પથ્થર ઉપર વિચિત્ર રંગના શૈવાલ લટકે છે—ઠેક ઠેકાણે નાના ખાડા છે, તેમાં પક્ષીઓએ માળા બનાવ્યા છે. ઠેક ઠેકાણે બે બાજુએ પહાડ એટલા ઉંચા છે કે ઘણાં વિલંબે સૂર્યનાં એક બે કિરણ નદીના પાણીમાં આવીને પડે છે. મોટા મોટા છોડ વિધવિધ આકારના પલ્લવ વિસ્તારીને પહાડના ગાત્રપર ઝુલે છે. ઠેક ઠેકાણે નદીની બે બાજુએ ઘન જંગલનો ટુકડો ઘણે છેટે સુધી ગયો છે. એક મોટું શાખા વિનાનું શ્વેતગર્જન ઝાડ પહાડની ઉપર નમેલું છે; નીચે નદીના ચંચળ પાણીમાં તેની છાયા નાચે છે, મોટી વેલ તેને ઘેરીને ઝૂલી રહી છે. ઘન આસમાનની જંગલમાં ઠેક ઠેકાણે સ્નિગ્ધ શ્યામળ કેળના જંગલો છે. ઠેક ઠેકાણે બેઉ કિનારા ચીરીને નાનાં નાનાં નાળાં બાળકોની પેઠે વાંકાં ચૂકાં ચંચળ આવેગ તથા કલકલ શુભ્ર હાસ્ય લઇને નદીમાં આવી મળે છે. નદી કંઇક દૂરસંભાવે જઇને સ્થાને સ્થાને શિલા સોપાન ઉપરથી વહીને ફીણવાળી થઇને નીચલા ભાગમાં જઇને પડે છે; તે અવિશ્રામ ઝર્ઝર શબ્દ નિઃસ્તબ્ધ શૈલ પ્રાચીરમાં પ્રતિધ્વનિત થાય છે.

આવી છાયા શીતલ પ્રવાહ, સ્નિગ્ધ ઝર્ઝર શબ્દમાં શૈલ નીચે ગોવિંદ માણિક્ય રહેવા લાગ્યો. હૃદય વિસ્તારીત કરીને હૃદયમાં શાંતિ અનુભવવા વાગ્યો—નિર્જન પ્રકૃતિનો સાન્તવનામય ગંભીર પ્રેમ જૂદી જૂદી બાજૂથી હજારો નિર્ઝરની પેઠે તેના હૃદયમાં પડવા લાગ્યો. તેને પોતાના હૃદયની ગુફામાં દાખલ કરીને ત્યાંથી નાનાં નાનાં અભિમાનો ભૂસાવવા લાગ્યો—દરવાજો ઉઘાડીને પોતામાં વિમળ પ્રકાશ તથા વાયુનો પ્રવાહ ગ્રહણ કરવા લાગ્યો. કોણે તેને દુઃખ આપ્યું છે, વ્યથા આપી છે. કોણે તેના સ્નેહનો બદલો આપ્યો નથી, કોણે તેની પાસેથી એક હાથથી ઉપકાર ગ્રહણ કરીને બીજે હાથે કૃતઘ્નતા અર્પણ કરી છે, કોણે તેની પાસે સંમાનાદૃત થઇને તેને અપમાન છે. એ બધું તે ભૂલી ગયો. આ શૈલાસનવાસિની અતિ પુરાતન પ્રકૃ-

એક દહાડો સવારમાં વિલ્વનનાં એક શિષ્યે આવીને કહ્યું કે એક છોકરાંને જોડે લઇને એક પરદેશી માણસે ગામના પીપળાની નીચે આશ્રય લીધો છે, તેને મરકી લાગુ પડી છે. અનુમાન થાય છે કે તે બચનાર નથી. વિલ્વને જઇને જોયું કે કેદારેશ્વર અચેતન થઇને પડયો છે ને ધ્રુવ જમીન ઉપર સૂતો છે. કેદારેશ્વરની મરવાની અવસ્થા છે, રસ્તાની થાક તથા અનાહારથી તે દુર્બલ થઇ ગયો હતો, એ વાસ્તે મરકીએ તેને જોરથી ઘેરી લીધો હતો, કંઇ ઔષધ તેને લાગુ પડયું નહિ તે ઝાડની નીચે તેનું મૃત્યું થયું. ધ્રુવને જોઈ તે ઘણાં દહાડાથી ભૂખ્યો છે. અને રોતાં રોતાં ઊંઘી ગયો છે એમ લાગ્યું. વિલ્વન અતિ સાવચેતીથી તેને ખોલામાં લઇને પોતાના બાળકોના ટોળામાં લઇ ગયો.

---

## પ્રકરણ ૪૨ મું.

ચટગ્રામ હમણાં આરાકાનના તાબે છે. ગોવિંદ માણિક્ય દેશનીકાલના ભાવથી ચટગ્રામમાં આવ્યા છે. તે સાંભળીને આરાકાનના રાજાએ મોટી ધામધુમથી તેની પાસે દૂત મોકલ્યો ને કહાવી મોકલ્યું કે જો સિંહાસન પાછું મેળવવા ચાહતા હો, તો આરાકાનપતિ તમને મદદ આપી શકે છે. ગોવિંદ માણિક્યે કહ્યું, “હું રાજગાદી પાછી ચાહતો નથી.” દૂતે કહ્યું, “ત્યારે આરાકાન રાજ્યદરબારના પૂજનીય અતિથિ થઇને, મહારાજ, કેટલોક વખત રહો.” રાજા બોલ્યો, “હું રાજદરબારમાં રહેનાર નથી. ચટગ્રામના એક ખુણામાં મને જગા મળ્યાથી હું આરાકાન રાજાની પાસે આભારી રહીશ.” દૂતે કહ્યું, “જ્યાં મહારાજની ઇચ્છા હોય ત્યાં રહો. આ બધું આપનુંજ રાજ્ય સમજવું!” આરાકાનના કેટલાક હોદ્દેદાર તથા સિપાઇઓ રાજાની જોડે રહ્યા. ગોવિંદ માણિક્યે તેઓને આવતા રોકયા નહિ, તેણે મનમાં ધાર્યું કે કદાચ આરાકાનના રાજાએ મારા ઉપર શક લાવીને મારી જોડે સિપાઇઓ રાખ્યા હશે.

સહેલુ છે, પરંતુ આપણા નાનપણાના નાના અભ્યાસ આપણે અનાયાસે છોડી શકતા નથી. તેઓ પોતાની તીવ્રક્ષુધા તૃષ્ણા લઇને આપણા હાડકામાસની સાથે લિપ્ત થયા છે, તેઓને નિયમિત ખોરાક મેળવ્યાથી નહિ તેઓ આપણુ રકત શોષણ કરે છે. કોઇએ એવું સમજવું નહિ કે ગોવિંદ માણિકય જ્યાં સુધી પોતાની વિજન ઝુંપડીમાં રહેતો હતો ત્યાં કેવળ અવિચલિત ચિત્તથી સ્થાનુની પેઠે બેસી રહેતો હતો, તે ડગલે ડગલે પોતાના હજારો નાના અભ્યાસની જોડે લઢતો હતો. તેમને ટપકો આપતો હતો. તે પોતાના મનની હજારો જાતની ભુખને કંઈ નહિ ખવાડતાં વિનાશ કરતો હતો. ડગલે ડગલે તે સેંકડો અભાવના ઉપર જયી થઇને તે સુખ મેળવતો હતો. જેમ મસ્તીખોર ઘોડાને જલદીથી દોડાવીને શાંત કરવો પડે છે તેમ તે તેની અભાવકાતર અશાંત હૃદયને અભાવના મરૂમય મેદાનમાં અવિશ્રામ દોડાવી દોડાવીને શાંત કરતો હતો. ઘણા દહાડા સુધી એક પળનો પણ તેને વિશ્રામ નહોતો.

પહાડી પ્રદેશ છોડીને ગોવિંદ માણિકય દક્ષિણ સમુદ્રની તરફ ચાલવા લાગ્યો. બધી વાસનાની વસ્તુ વિસર્જન કરીને તે હૃદયમાં આશ્ચર્ય સ્વતંત્રતા અનુભવવા લાગ્યો. કોઈ તેને રોકી શકતો નહોતો, આગળ વધવાની વેળાએ કોઈ તેને અટકાવી શકતું નહોતું પ્રકૃતિને તેણે બહુ મોટી જોઇ અને તે સાથે પોતાના હૃદયની પણ નવીન વિપુલતા અનુભવવા લાગ્યો. ઝાડ વેલનો તે એક નવો શ્યામરંગ, સૂર્યના તે એક નવા કનક કિરણ, પ્રકૃતિની તે એક નવી મુખશ્રી જોવા લાગ્યો. ગામમાં જઇને માનવના પ્રત્યેક કામમાં તે એક નવું સૌન્દર્ય જોવા લાગ્યો. મનુષ્યના હસવા બોલવા, ચાલવા ફરવા બેસવા વગેરેમાં તે એક અપૂર્વ નૃત્યગીતની માધુરી જોવા લાગ્યો. જેને જોવાથી જેને પોતાની પાસે બોલાવીને વાતચીત કર્યાથી તેને સુખ મળતું નહોતું જે તેને ધિકકારતા હતા. તેની પાસેથી હવે તેનું હૃદય દૂર જતું નહોતું. સર્વત્ર દુર્બલને મદદ આપવામાં અને દુઃખીને શાંતના આપવાની ઇચ્છા થવા લાગી. તેના મનમાં આવવા લાગ્યું કે મારૂં પોતાનું તમામ બળ અને સઘળુ સુખ મેં પારકાને માટે અર્પણ કર્યું છે, કેમકે મારે પોતાનુ કંઇ કામ

તેની અવિશ્રામ કાર્યશીલતા, તે છતાં ચિરનિશ્ચિત પ્રશાંત નવીનતા જોઇને તે પોતે પણ તેના જેવો પુરાતન તેના જેવો મોટો તેના જેવો પ્રશાંત થઇ ગયો. તેણે સદૂર જગત પર્યન્ત પોતાના કામના દુર્જન્ય સ્નેહ વિસ્તારિત કરી મૂકયો—બધી વાસના દૂર કરીને હાથ જોડીને તે બોલ્યો "હે ઈશ્વર પડવાની અણી ઉપર આવેલા સંપત શિખરપરથી તમારા ક્રોડમાં ધારણ કરીને મને તમે આ વખતે બચાવ્યો છે. હું મરવા બેઠો હતો તે જીવતો રહ્યો છું. જ્યારે રાજા થયો હતો, ત્યારે હું મારૂં મહત્વ જાણતો નહોતો. આજે આખી પૃથ્વીમય મારૂ મહત્વ અનુભવ કરૂં છું." આખરે બે આંખમાંથી આંસુ પાડવા લાગ્યો તે બોલ્યો, "મહારાજ, તમે મારા સ્નેહસ્થાન ધ્રુવને લઇ લીધો છે, તે વેદના હજી હૃદયમાંથી ગઇ નથી. જોકે આજે સમજ્યો છું કે તમે સારૂંજ કર્યું છે. હું તે બાળક ઉપરના ર્થપર સ્નેહથી મારૂં બધું કર્ત્તવ્ય મારૂં જીવન વિસર્જન કરતો હતો. તમે મને વિપત્તિમાંથી છૂટો કર્યો છે. હું ધ્રુવને મારા બધા પુણ્યનો બદલો જાણીને સમજ્યો હતો—તમે તેને લઇને શિક્ષણ આપ્યું છે. પુણ્યનો બદલો પુણ્ય છે. તેથી આજે ધ્રુવના પવિત્ર વિરહ દુઃખને સુખ તરીકે તમારા પ્રસાદ તરીકે અનુભવું છુ. હું પુત્રને લઇને નોકરના કામ કરીશ નહિ. પ્રભુ, હું તમારા પ્રેમના વશ થઇને તમારી સેવા કરીશ."

ગોવિંદ માણિક્યે જોયું કે નિર્જનમાં ધ્યાનપરાયણા પ્રકૃતિ જે સ્નેહ ધારા સંચય કરે છે, સજનમાં, લોકાલયમાં, તેનું નદીરૂપે પ્રેરણ કરે છે. જે તે ગ્રહણ કરે છે, તેની તૃષ્ણા નિવારણ થાય છે, જે કરતો નથી તેના ઉપર પણ પ્રકૃતિનો કંઇ અભિમાન નથી. ગોવિંદ માણિક્યે કહ્યું, "હું પણ મારો આ વિજનમાં. સંચિત પ્રેમ સજનમાં વિતરણ કરવાને બહાર પડીશ," આવું કહીને તે પર્વતાશ્રમ છોડીને તે બહાર નીકળ્યો.

એકદમ રાજપાટ છોડીને ઉદાસીન થવું એ લખવું જેટલું સહજ છે તેટલું ખરી રીતે જોતા સહજ નથી. રાજવેશ છોડીને ગેરવા વસ્ત્ર પહેરવા એ ઘણી નાની સુની વાત નથી. ઉલટું રાજ્યપાટ ગ્રહણ કરવું એ

સહેલુ છે, પરંતુ આપણા નાનપણાના નાના અભ્યાસ આપણે અનાયાસે છોડી શકતા નથી. તેઓ પોતાની તીવ્રક્ષુધા તૃષ્ણા લઇને આપણા હાડકામાસની સાથે લિપ્ત થયા છે, તેઓને નિયમિત ખોરાક મેળવ્યાથી નહિ તેઓ આપણુ રકત શોષણ કરે છે. કોઇએ એવું સમજવું નહિ કે ગોવિંદ માણિકય જ્યાં સુધી પોતાની વિજન ઝુંપડીમાં રહેતો હતો ત્યાં કેવળ અવિચલિત ચિત્તથી સ્થાનુની પેઠે બેસી રહેતો હતો; તે ડગલે ડગલે પોતાના હજારો નાના અભ્યાસની જોડે લઢતો હતો. તેમને ઠપકો આપતો હતો. તે પોતાના મનની હજારો જાતની ભુખને કંઈ નહિ ખવાડતાં વિનાશ કરતો હતો. ડગલે ડગલે તે સેંકડો અભાવના ઉપર જયી થઇને તે સુખ મેળવતો હતો. જેમ મસ્તીખોર ઘોડાને જલદીથી દોડાવીને શાંત કરવો પડે છે તેમ તે તેની અભાવકાતર અશાંત હૃદયને અભાવના મરુમય મેદાનમાં અવિશ્રામ દોડાવી દોડાવીને શાંત કરતો હતો. ઘણા દહાડા સુધી એક પળનો પણ તેને વિશ્રામ નહોતો.

પહાડી પ્રદેશ છોડીને ગોવિંદ માણિકય દક્ષિણ સમુદ્રની તરફ ચાલવા લાગ્યો. બધી વાસનાની વસ્તુ વિસર્જન કરીને તે હૃદયમાં આશ્ચર્ય સ્વતંત્રતા અનુભવવા લાગ્યો. કોઈ તેને રોકી શકતો નહોતો, આગળ વધવાની વેળાએ કોઈ તેને અટકાવી શકતું નહોતું પ્રકૃતિને તેણે બહુ મોટી જોઇ અને તે સાથે પોતાના હૃદયની પણ નવીન વિપુલતા અનુભવવા લાગ્યો. ઝાડ વેલનો તે એક નવો શ્યામરંગ, સૂર્યના તે એક નવા કનક કિરણ, પ્રકૃતિની તે એક નવી મુખશ્રી જોવા લાગ્યો. ગામમાં જઇને માનવના પ્રત્યેક કામમાં તે એક નવું સૌન્દર્ય જોવા લાગ્યો. મનુષ્યના હસવા બોલવા, ચાલવા ફરવા બેસવા વગેરેમાં તે એક અપૂર્વ નૃત્યગીતની માધુરી જોવા લાગ્યો. જેને જોવાથી જેને પોતાની પાસે બોલાવીને વાતચીત કર્યાથી તેને સુખ મળતું નહોતું. જે તેને ધિક્કારતા હતા. તેની પાસેથી હવે તેનું હૃદય દૂર જતું નહોતું. સર્વત્ર દુર્બલને મદદ આપવામાં અને દુઃખીને શાંતના આપવાની ઇચ્છા થવા લાગી. તેના મનમાં આવવા લાગ્યું કે મારૂં પોતાનું તમામ બળ અને સઘળુ સુખ મેં પારકાને માટે અર્પણ કર્યું છે, કેમકે મારે પોતાનુ કંઇ કામ

તથા કંઈ વાસના નથી. ઘણું કરીને જે દેખાવે કોઈની નજરમાં આવે નહિ. તે નવો આકાર ધારણ કરીને તેની આંખે પડવા લાગ્યા. જ્યારે તે બે છોકરાંને રસ્તામાં રમતા જોતો, બે ભાઇને પિતાપુત્રને, મા તથા બાળકને એકત્ર જોતો, ત્યારે તે ગમે તો ધૂળથી ખરડેલા હોય, ગરીબ હોય કે બદસુરત હોય તો પણ તેઓમાં દૂર દૂરાંતરવ્યાપી માનવ હૃદય સમુદ્રનો અનંત ગંભીર પ્રેમ જોતો હતો. એક બાલકને લઇને ઉભેલી મામાં તે અતીત તથા ભવિષ્યતના બધા માનવ શિશુની માને જોતો હતો. બે ભાઇને એકત્ર જોયાથી તે બધી માનવજાતિને બંધુપ્રેમમાં સહાયવાન અનુભવતો હતો. પહેલા પૃથ્વીને વખતો વખત માતૃહીના તરીકે જાણતો હતો, તે પૃથ્વીને ફાડેલી આંખની નિરંતરની જાગતી માના ખોળામાં જોતો હતો. પૃથ્વીનાં દુઃખ શોક ગરીબાઇ વિવાદ વિદ્વેષ જોયાથી તેના મનમાં નિરાશા ઉત્પન્ન થતી નહોતી, એક માત્ર મંગળનું ચિન્હ જોયાથી તેની આશા હજારો અમંગળને ભેદીને સ્વર્ગ તરફ પ્રસ્ફુટિત થઇ જતી હતી. આપણા બધાના જીવનમાં શું કોઇને કોઇ દહાડો આવો એક અભૂત પૂર્વ નવો પ્રેમ તથા નવી સ્વતંત્રતાનો પ્રભાત ઉદિત થયો નહિ હોય કે જે દહાડે એકદમ આ હસતા રોતા જગતને એક સુકોલ નવ કુમારની પેઠે એક અપૂર્વ સૌન્દર્ય પ્રેમ તથા મંગળના ખોળામાં વિકસિત જોયું હોય? જે દહાડે કોઇ આપણને ક્ષુબ્ધ કરી શકયો નથી, કોઇ આપણને જગતના કોઈ સુખથી વંચિત કરી શકયો નથી! જે દહાડો એક અપૂર્વ વાંશલી વાગે છે, એક અપૂર્વ વસંત જાગી ઉઠે; ઘણું કરીને ચિરયૌવનના આનંદથી પરિપૂર્ણ થઈ જાય! જે દહાડે બધા દુઃખ દરિદ્રય વિપદને કંઇ ન ગણે! નવી સ્વતંત્રાના આનંદથી પ્રસારિતાહૃદય ગોવિંદ માણિકયના જીવનમાં તે દહાડો આવ્યો.

દક્ષિણ ચટગ્રામનું રામુ શહેર હજી દશ કોશ છેટે છે. સાંઝની કંઇક પહેલાં ગોવિંદમાણિકય આમલખાલ નામના નાના ગામમાં જઈ પહોંચ્યો ત્યારે ગામની પાસેના મેદાનમાંની એક ઝુંપડીમાંથી એક ક્ષીણ કંઠ બાલક-

નો રોવાનો અવાજ સાંભળ્યો. આથી ગોવિંદમાણિક્યનું હૃદય એકદમ ઘણું ચંચલ થઇ પડયું. તે તરત તે ઝુંપડીમાં ગયો, તેણે જોયું કે એક જુવાન માણસ ઝુંપડીનો રહેવાસી એક દુર્બલ છોકરાને ખોળામાં લઇને આંટા ફેરા મારે છે. બાળક થર થર કાંપે છે અને રહી રહીને દુર્બલ અવાજથી રવે છે. ઝુંપડીમાં રહેનાર માણસ તેને પોતાની છાતીમાં ચાંપીને ઉંઘાડવાની કોશેશ કરેછે. સન્યાસીના વેશમાં ગોવિંદમાણિક્યને જોઇને તે ઘણો ગભરાયો દિલગીરી ભરેલા અવાજથી તે બોલ્યો, "મહારાજ, આને આશીર્વાદ દ્યો." ગોવિંદમાણિક્યે પોતાની કામલી કાઢીને પેલા ધ્રુજતા છોકરાને વીંટાલી. બાલકે ફકત એકવાર પોતાનું શીકું મુખ ઉંચું કરીને ગોવિંદ માણિક્ય તરફ જોયું. તેની આંખની નીચે કાલાસ પડી હતી તેના દુર્બલ મોંમાં એ આંખ શિવાય બીજું કંઇ નહોતું એવું ભાસતુ હતું. ગોવિંદમાણિક્યને જોતાંજ બે શીક્કા પાતળા હોઠ હલાવીને તેણે ક્ષીણ અવ્યક્ત શબ્દ કહ્યો. પાછો તે પોતાના પિતાના ખભા ઉપર મોં રાખીને ચૂપ થઇને પડી રહ્યો. તેના પિતાએ તેને કામલી સાથે જમીન ઉપર સુવાડી રાજાને પ્રણામ કર્યા અને રાજાના પગની રજકણો લઇને છોકરાના શરીર તથા માથા ઉપર ચોપડી. રાજાએ બાળકને ઉપાડીને પૂછયું, "છોકરાના બાપનું નામ શું છે?" ઝુંપડીના રહેનારે કહ્યું, "હું તેનો બાપ છુ, મારૂં નામ જાદવ છે. ભગવાને મારા એકના પછી એક બધા છોકરાંને લીધાં છે, ફકત આટલો બાકી છે." એવું કહીને લાંબી હાય મૂકી. રાજાએ ઝુંપડીનાં રહેનારને કહ્યું, "આજે રાતે હું તમારો પરોણો થઇશ. હું કંઇ પણ ખાનાર નથી, એટલા માટે મારે માટે રાંધવું નહિ. કેવળ અહિ રાત વાસો કરીશ." એવું કહીને તે રાતે ત્યાં રહયો, નોકર ચાકરો ગામના એક ધનવાન કાયસ્થને ત્યાં રહ્યા, ધીરે ધીરે સાંઝ પડવા માંડી. ઝુંપડીની પાસે એક તલાવ હતું, તેના ઉપરથી ધુમસ ઉડવા લાગ્યો, લોકોના મકાનમાં ખડ અને સૂકાં પાત્રાંને બાળવાથી ધૂમાડો થયો છે તે ઝટ આકાશમાં ચઢી શકયો નહિ. અગિયા કીડા આસપાસ ચમકવા લાગ્યા. તમરાં આસપાસના

જતો હતો, છોકરાં સાધારણ રીતે સ્વર્ગમાંથી આવ્યાં છે અને તેઓ દેવતાનાં બાળકો છે પણ તેવાં ન હોતાં, તેઓમાં માનવ અને દાનવ ભાવ કંઇ ઓછો નહોતો. સ્વાર્થપરતા ક્રોધ લોભ દ્વેષ હિંસા તેઓમાં સંપૂર્ણ બળવાન હતાં, તે ઉપરાંત વળી ઘરમાં માબાપની પાસેથી પણ સર્વ વખતે સારૂં શિક્ષણ મેળવે તેમ પણ નહોતું. એથી કિલ્લામાં ભૂતનું રાજત્વ થઇ પડ્યું હતું.—કિલ્લામાં ઓગણપંચાસ જાતના વાયુ અને ચોસઠ જાતના ભૂતનો એકત્ર વાસો હતો. ગોવિંદમાણિક્ય આ બધાં ઉપકરણ લઇને ધીરજથી માણસ ઘડવા લાગ્યો. એક માણસનું જીવન કેટલું મહત્ છે તથા કેવા પ્રાણપણ યત્નથી પાલન તથા રક્ષણ કરવા જેવું છે, તે ગોવિંદમાણિક્યના હૃદયમાં સર્વદા જાગ્રત છે. મારી ચારે બાજુએ અનંતફળપરિપૂર્ણ મનુષ્ય જન્મ સાર્થક થાય છે એજ જોઇને અને મારા પોતાના યત્નથી એનું સાધન કરીને મારૂં બાકીનું જીવન વિસર્જન કરીશ એમ ગોવિંદમાણિક્ય ચાહે છે. એને માટે તે બધાં કષ્ટ તથા બધા ઉપદ્રવ સહન કરી શકે છે. કેવળ વખતો વખત એક એકવાર હતશ્વાસ થઇને દુઃખ કરતો હતો કે "હું મારૂં કાર્ય નિપુણતાથી બજાવી શકતો નથી. વિદ્વાન હોત તો સારૂં થાત !

આવી રીતે ગોવિંદમાણિક્ય એકલો ધ્રુવને લઈને દિવસ ગાળવા લાગ્યો.

---

## પ્રકરણ ૪૩ મું.

---

તેઓના ઘોડાની ખરીનો અવાજ તેના પૂઠે લાગેલો હોય એમ આવતો હતો. આખરે પટનામાં પહોંચીને તેણે ફરી નવાબ વેશથી પોતાના કુટુંબ તથા રૈયતની પાસે આવવાની ખબર ફેલાવી તે જેવો તે પટનામાં આવી પહોંચ્યો કે તરત થોડીક વારે ઔરંગઝેબનો પુત્ર શાહજાદો મહમ્મદ લશ્કર સાથે પટનાના દરવાજા ઉપર આવી પહોંચ્યો તેથી સુજા પટના છોડીને મુંગેર તરફ નાઠો.

મુંગેરમાં તેનો ખેખરાયલો લશ્કરનાં કંઇક માણસો તેની પાસે આવીને એકઠાં થયાં, અને ત્યાં તેણે બીજું કેટલુંક નવું લશ્કર એકઠું કર્યું તે રિયાગડી અને શિકલિ ગલીનો કિલ્લો દુરૂસ્ત કરાવીને નદી કિનારે પહાડ ઉપર દિવાલ બનાવીને તે મજબૂત થઇને બેઠો.

પેલી બાજુએ ઔરંગઝેબે પોતાના કુશળ સેનાપતિ મીર જુમલાને શાહજાદા મહમ્મદની મદદ કરવા મોકલ્યો. શાહજાદા મહમ્મદે જાહેર રીતે મુંગેરના કિલ્લાની થોડેક છેટે આવીને છાવણી નાંખી, અને મીર જુમલા બાબી છૂપા રસ્તેથી મુંગેર તરફ જવા નીકળ્યો. જ્યારે સુજા શાહજાદા મહમ્મદની જોડે નાની લઢાઈમાં લાગેલો હતો, એવામાં તેને એકાએક ખબર મળ્યા કે મીર જુમલા ઘણું લશ્કર લઇને વસંતપુરમાં આવી પોહોંચ્યો છે. ત્યારે સુજા ગભરાઇને તરત પોતાનું બધું લશ્કર લઇને મુંગેર છોડીને રાજમહેલમાં નાઠો. ત્યાં તેનું આખું કુટુંબ રહેતું હતું. પાદશાહનું લશ્કર તરત ત્યાં જવાને વળ્યું. સુજાએ છ દહાડા સુધી પ્રાણપણથી લઢાઇ કરીને દુસ્મનના લશ્કરને આગળ પડવા દીધું નહિ પણ જ્યારે તેણે જોયું કે હવે બચવું મુસ્કેલ છે, ત્યારે એક દહાડો અંધકાર તુફાની રાતે પોતાનું કુટુંબ તથા યથા સંભવ ધન સંપતિ લઈને નદીપાર થઈ તોંડામાં નાઠો અને તરત ત્યાંનો કિલ્લો દુરૂસ્ત કરવામાં પ્રવૃત્ત થયો.

એ સમયે મોટો વરસાદ આવ્યો. નદીમાં ઘણાં પાણી આવ્યાં ને ચાલવાનો રસ્તો ઘણો દુર્ઘટ થઇ પડ્યો. પાદશાહનું લશ્કર આગળ વધી શક્યું નહિ.

આ વિગ્રહની આગમચ શાહજાદા મહમ્મદની સાથે સુજાની શાહજાદીનો વિવાહ નક્કી થયો હતો, પરંતુ આ લડાઈના ઉપદ્રવથી આ લગ્ન બેઉ તરફથી ભૂલી જવામાં આવ્યાં હતાં.

જ્યારે વરસાદના દહાડામાં લડાઇ બંધ હતી અને મીર જુમલા રાજમહેલથી ઘણો છેટે પોતાની છાવણી લઇ ગયો છે, એવામાં સુજાના એક સિપાઇએ તાંડાની છાવણીમાંથી આવીને છૂપી રીતે શાહજાદા મહમ્મદના હાથમાં એક કાગળ આપ્યો ત્યારે વિવાહની વાત સાંભરી. શાહજાદાએ તે ફોડીને જોયું તો તેમાં સુજાની કન્યા લખે છે:— "શાહજાદા, આવું શું મારા નસીબમાં હતું ? જેને મનમાં ને મનમાં સ્વામી જાણીને પસંદ કરીને મેં મારૂં સમગ્ર હૃદય સમર્પણ કર્યું છે, જેણે વીંટી અદલા બદલી કરીને મને ગ્રહણ કરશે એવું વચન આપ્યું હતું —તે આજ નિષ્ઠુર તરવાર હાથમાં લઇને મારા પિતાનો પ્રાણ લેવા આવ્યો છે ? આ શું મારે જોવું પડયું. શાહજાદા, આ શું આપણા વિવાહનો ઉત્સવ કે ? તેથીજ શું આટલી ધામધૂમ કે ? તેથીજ શું આપણો રાજમહેલ આજ રકતવાળો ? તેથીજ શું શાહજાદો દિલ્લીથી લોઢાની સાંકળ હાથમાં લાવ્યો છે ? એ પ્રેમની સાંકળ છે ?"

આ કાગળ વાંચીને એકદમ પ્રબળ ધરતીકંપની પેઠે શાહજાદા મહમ્મદનું હૃદય ચીરાઇ ગયું હોય એવું તેને ભાસ્યું. તરત તેણે બાદશાહીની આશા, બાદશાહની કૃપા, સર્વ તુચ્છ જાણ્યું. જુવાનીના આરંભના તેજમાં તેણે લાભાલાભનો વિચાર ત્યાગ્યો. પોતાના પિતાના બધાં કામ ગેરવાજબી તથા નિષ્ઠુર તરીકે તેને જણાયાં. બાપના કાવાદાવા વાળી નિષ્ઠુર નીતિના વિવાદમાં તેણે પેહેલાં પિતાની સામે પોતાનો અભિપ્રાય ખુલ્લેખુલ્લો જણાવ્યો હતો, અને કોઇ કોઇ વખતે તે બાદશાહના વિરાગને પાત્ર થતો હતો. આજે તેણે પોતાના સેનાપતિઓમાંથી કેટલાકને બોલાવીને પાદશાહની નિષ્ઠુરતા, ક્રૂરતા તથા જુલમના સંબંધમાં વિરાગ પ્રકાશ કરીને કહ્યું, "હું તાંડામાં મારા કાકાની જોડે સામેલ થવા જઈશ. તમારામાંથી જેઓ મને

ચ્હાતા હોય તે મારી જોડે આવે." તેઓએ લાંબી સલામ ભરીને તરત કહ્યું, "શાહજાદા જે કહો છો તે અતિ યથાર્થ છે, કાલેજ તમે જોશો કે અડધું લશ્કર તાંડાની છાવણીમાં શાહજાદાની સાથે આવી મળશે." મહમ્મદ તે દહાડેજ નદી ઉતરીને સુજાની છાવણીમાં આવી પહોંચ્યો.

આથી તાંડામાં મોટો ઉત્સવ થવા માંડયો. યુદ્ધ વિગ્રહની વાતો બધા એકીવારે ભૂલી ગયા. આટલા દિવસ સુધી પુરુષો કામમાં ગુંથાયલા હતાં, પણ હમણાં સુજાના કુટુંબની સ્ત્રીઓના હાથમાં કામનો પાર રહેલ નહોતો. સુજાએ બહુ સ્નેહ તથા આનંદથી મહમ્મદને ગ્રહણ કર્યો. અવિશ્રામ લોહીના સ્રોત પછી લોહીનું ખેંચાણ વધારે વધી પડયું. નૃત્યગીત વાદ્યમાં વિવાહ થયો. નૃત્યગીત પુરૂં થતાં ન થતાંમાં ખબર આવી પહોંચ્યા કે પાદશાહનું લશ્કર પાસે આવી પહોંચ્યું છે.

જેવો મહમ્મદ સુજાની છાવણીમાં જાય છે તેવા તરત સેનાપતિઓએ મીર જુમલાને ખબર કહાવી મોકલ્યા. એક પણ સિપાઇ મહમ્મદની જોડે સામેલ થયો નહિ. તેઓ સમજ્યા હતા કે મહમ્મદ ઇચ્છાપૂર્વક વિપત્સાગરમાં કૂદી પડયો છે; ત્યાં તેની ટોળીમાં સામેલ થવું એ વાતુલતા છે.

સુજા અને મહમ્મદની ખાતરી હતી કે બાદશાહના લશ્કરમાંથી ઘણોક ભાગ લઢાઇના મેદાનમાંથી શાહજાદા મહમ્મદની જોડે આવી મળશે, એ આશાથી મહમ્મદ પોતાનું નિશાન ઉડાવીને લઢાઈના મેદાનમાં આવ્યો. મોટું બાદશાહનું લશ્કર તેની તરફ આગળ વધીને આવ્યું. મહમ્મદ આનંદથી ખુશી થયો. પાસે આવીને તેઓ મહમ્મદના લશ્કર ઉપર તોપો છોડવા લાગ્યા. તે વેળાએ મહમ્મદ બધી અવસ્થા સમજ્યો પરંતુ તે વેળાએ વખત નહોતો. લશ્કર ન્હાસવા લાગ્યું. સુજાનો મોટો છોકરો લઢાઇમાં મરી ગયો.

તે રાતે હતભાગ્ય સુજા અને તેનો જમાઇ પોતાના કુટુંબની સાથે ઝડપથી ચાલતી હોડીમાં બેસીને ઢાકામાં જવાને નાઠા. જુમલાએ ઢાકામાં જાની પાછળ જવાનું યોગ્ય વિચાર્યું નહિ. તે જીતેલા દેશનો સારો બંદોબસ્ત રાખવામાં પ્રવૃત્ત થયો.

આ વિગ્રહની આગમચ શાહજાદા મહમ્મદની સાથે સુજાની શાહજાદીનો વિવાહ નક્કી થયો હતો, પરંતુ આ લડાઈના ઉપદ્રવથી આ લગ્ન બેઉ તરફથી ભૂલી જવામાં આવ્યાં હતાં.

જ્યારે વરસાદના દહાડામાં લડાઇ બંધ હતી અને મીર જુમલા રાજ મહેલથી ઘણો છેટે પોતાની છાવણી લઇ ગયો છે, એવામાં સુજાના એક સિપાઇએ તોંડાની છાવણીમાંથી આવીને છૂપી રીતે શાહજાદા મહમ્મદના હાથમાં એક કાગળ આપ્યો ત્યારે વિવાહની વાત સાંભરી. શાહજાદાએ તે ફોડીને જોયું તો તેમાં સુજાની કન્યા લખે છેઃ— "શાહજાદા, આવું શું મારા નસીબમાં હતું? જેને મનમાં ને મનમાં સ્વામી જાણીને પસંદ કરીને મેં મારૂં સમગ્ર હૃદય સમર્પણ કર્યું છે, જેણે વીંટી અદલા બદલી કરીને મને ગૃહણ કરશે એવું વચન આપ્યું હતું —તે આજ નિષ્ઠુર તરવાર હાથમાં લઇને મારા પિતાનો પ્રાણ લેવા આવ્યો છે? આ શું મારે જોવું પડયું. શાહજાદા, આ શું આપણા વિવાહનો ઉત્સવ કે? તેથીજ શું આટલી ધામધૂમ કે? તેથીજ શું આપણો રાજમહેલ આજ રક્તવાળો? તેથીજ શું શાહજાદો દિલ્લીથી લોઢાની સાંકળ હાથમાં લાવ્યો છે? એ પ્રેમની સાંકળ છે?"

આ કાગળ વાંચીને એકદમ પ્રબળ ધરતીકંપની પેઠે શાહજાદા મહમ્મદનું હૃદય ચીરાઇ ગયું હોય એવું તેને ભાસ્યું. તરત તેણે બાદશાહીની આશા, બાદશાહની કૃપા, સર્વ તુચ્છ જાણ્યું. જુવાનીના આરંભના તેજમાં તેણે લાભાલાભનો વિચાર ત્યાગ્યો. પોતાના પિતાના બધાં કામ ગેરવાજબી તથા નિષ્ઠુર તરીકે તેને જણાયાં. બાપના કાવાદાવા વાળી નિષ્ઠુર નીતિના વિવાદમાં તેણે પેહેલાં પિતાની સામે પોતાનો અભિપ્રાય ખુલ્લેખુલ્લો જણાવ્યો હતો, અને કોઇ કોઇ વખતે તે બાદશાહના વિરાગને પાત્ર થતો હતો. આજે તેણે પોતાના સેનાપતિઓમાંથી કેટલાકને બોલાવીને પાદશાહની નિષ્ઠુરતા, ખળતા તથા જુલમના સંબંધમાં વિરાગ પ્રકાશ કરીને કહ્યું, "હું તોંડામાં મારા કાકાની જોડે સામેલ થવા જઈશ. તમારામાંથી જેઓ મને

ચહાતા હોય તે મારી જોડે આવે. ” તેઓએ સાંભળી સલામ કરીને તરત કહ્યું, “ શાહજાદા જે કહો છો તે અતિ યથાર્થ છે, કાલેજ તમે જોશો કે સઘળું લશ્કર તાંડાની છાવણીમાં શાહજાદાની સાથે આવી મળશે. ” મહમ્મદ તે દહાડેજ નદી ઉતરીને સુજાની છાવણીમાં આવી પહોંચ્યો.

આથી તાંડામાં મોટો ઉત્સવ થવા માંડયો. યુદ્ધ વિગ્રહની વાતો [illegible] એકીવારે ભૂલી ગયા. આટલા દિવસ સુધી પુરુષો કામમાં ગુંથાયલા હતા, પણ હમણાં સુજાના કુટુંબની સ્ત્રીઓના હાથમાં કામનો પાર રહેતો નહોતો. સુજાએ બહુ સ્નેહ તથા આનંદથી મહમ્મદને ગ્રહણ કર્યો. અવિશ્રાંત લોહીના સ્રોત પછી લોહીનું ખેંચાણ વધારે વધી પડયું. નૃત્યગીત [illegible] વિવાહ થયો. નૃત્યગીત પુરું થતાં ન થતાંમાં ખબર આવી પહોંચ્યા કે પાદશાહનું લશ્કર પાસે આવી પહોંચ્યું છે.

જેવો મહમ્મદ સુજાની છાવણીમાં જાય છે તેવા તરત સેનાપતિઓએ મીર જુમલાને ખબર કહાવી મોકલ્યા. એક પણ સિપાઇ મહમ્મદની [illegible] સામેલ થયો નહિ. તેઓ સમજ્યા હતા કે મહમ્મદ [illegible] ગરમાં કૂદી પડયો છે; ત્યાં તેની ટોળીમાં સામેલ થવું એ [illegible]

સુજા અને મહમ્મદની ખાતરી હતી કે બાદશાહના લશ્કરમાંનો [illegible] ભાગ લડાઇના મેદાનમાંથી શાહજાદા મહમ્મદની જોડે આવી મળશે, [illegible] શાથી મહમ્મદ પોતાનું નિશાન ઉડાવીને લડાઈના મેદાનમાં આવ્યો. [illegible] બાદશાહનું લશ્કર તેની તરફ આગળ વધીને આવ્યું. મહમ્મદ [illegible] ખુશી થયો. પાસે આવીને તેઓ મહમ્મદના લશ્કર ઉપર તોપો છોડવા લાગ્યા. [illegible] તે વેળાએ મહમ્મદ બધી અવસ્થા સમજ્યો પરંતુ તે [illegible] ગયો. લશ્કર ન્હાસવા લાગ્યું. સુજાનો મોટો છોકરો લડાઇમાં મરી ગયો. [illegible]

તે રાતે હતભાગ્ય સુજા અને તેનો જમાઇ પોતાના કુટુંબની [illegible] ઝડપથી ચાલતી હોડીમાં બેસીને ઢાકામાં જવાને નાઠા. [illegible] [illegible]ની પાછળ જવાનું યોગ્ય વિચાર્યું નહિ. તે છતાં [illegible] [illegible] રાખવામાં પ્રવૃત્ત થયો.

દુર્દશામાં વિપદની વેળાએ જ્યારે મિત્રો એક પળ એક એક દૂર થાય છે, ત્યારે મહમ્મદે ધન પ્રાણ તુચ્છકારીને સુજાના પક્ષનું અવલંબન કર્યું તેથી સુજાનુ હૃદય વિગલિત થઇ ગયું છે. તે પ્રાણની પેઠે મહમ્મદને ચ-હાતો હતો, એટલામાં ઢાકામાં ઔરંગઝેબનો એક ખેપીઓ પકડયો. તેની પા-સેથી એક પત્ર સુજાને મળ્યો. ઔરંગઝેબ મહમ્મદને લખે છે, " પ્રિય પુત્ર મહમ્મદ, તું તારા કર્તવ્યની અવહેલા કરીને પિતાની સામે થયો છે અને તારા અકલંક યશમાં કલંક લાગ્યો છે. રમણીના છલનામય હાસ્યથી મુગ્ધ થઇને તેં તારો ધર્મ ત્યાગ્યો છે. ભવિષ્યમાં આખી મોગલાઇ પાદશાહી ચ-લાવવાનો ભાર જેના હાથમાં છે, તે આજે એક સ્ત્રીનો ગુલામ થયો છે. ગમે તેમ હો. ઇશ્વરના નામથી કહું છું કે જ્યારે મહમ્મદ અનુતાપ પ્રકાશ કરશે ત્યારે તેને હું માફ કરીશ. પરંતુ જે કામને માટે તે ગયો છે તે કામ પુરું કરીને આવશે ત્યારે તે મારી મહેરબાનીનો પાત્ર થશે."

સુજા આ કાગળ વાંચીને વજ્રાહત થયો. મહમ્મદ વારંવાર બોલ્યો, "હું કદી પિતાની પાસે પ્રશ્ચાત્તાપ પ્રકાશ કરીશ નહિ. આ બધું મારા પિતાનુ કૌશલ છે. પરંતુ સુજાનો સંદેહ દૂર થયો નહિ. સુજાએ ત્રણ દહાડા સુધી વિચાર કર્યો, પણ આખરે ચોથે દહાડે તેણે કહ્યું, " બેટા, આપણામાં વિ-શ્વાસનું બંધન શિથિલ થયું છે એટલા માટે હું વિંનતિ કરૂં છું કે તમે તમારી સ્ત્રીને લઇને જાઓ, નહિ તો આપણા મનમાં હવે શાંતિ રહેશે નહિ. મારા ખજાનાનો દરવાજો ઉઘાડો મૂકું છું. સસરાની ભેટ સ્વરુપ જેટલાં ગમે તે-ટલાં રત્ન રત્ન લઇને જાઓ."

મહમ્મદે આંસુ વરસાવીને રજા લીધી. તેની સ્ત્રી તેની જોડે ગઇ.

સુજાએ કહ્યું, " હવે લઢાઇ કરીશ નહિ. ચટઆમના બંદરપરથી વ-હાણ લઇને મક્કામાં ચાલ્યો જઇશ" આવું કહીને ઢાકા છોડીને છૂપા પો-શાકથી ત્યાંથી નીકળી ગયો.

---

# પ્રકરણ ૪૪ મું.



જે કિલ્લામાં ગોવિંદમાણિકય રહેતો હતો, એક દહાડો વર્ષાદની સાંઝે તે કિલ્લાના માર્ગપર એક ફકીરની સાથે ત્રણ બાળક તથા એક ઉમ્મરે પહોંચેલો ભોમિયો ચાલે છે. બાળકો ઘણા થાકેલા દેખાય છે. હવા ઘણી જોરથી ફૂંકાય છે અને લાગટ વરસાદની ધારા પડે છે. બધા કરતાં નાના છોકરાની ઉમ્મર ચઉદથી વધારે હશે નહિ. તે તાઢથી ધ્રુજતો ધ્રુજતો દિલગીરી ભરેલા અવાજથી બોલ્યો, "પિતા હવે તો ચલાતું નથી." આવું કહીને અધીર ભાવથી રોવા લાગ્યો.ફકીરે કંઇ નહિ બોલતાં નિશાસો મૂકીને તેને છાતી ઉપર લીધો. મોટા છોકરો નાનાને ઠપકો દઇને બોલ્યો, "રસ્તામાં આવી રીતે રોવાથી શો લાભ? ચૂપ કર. નકામો પિતાને દુ:ખ દેતો ના". નાનો છોકરો તે વેળાએ પોતાનું ઉભરાતું રોવું રોકીને શાંત થયો વચલા છોકરાએ ફકીરને પૂછ્યું, "પિતા આપણે કયાં જઇએ છીએ?"

ફકીર બોલ્યો, "પેલા કિલ્લાનું શિખર દેખાય છે એ કિલ્લામાં જઇએ છીએ."

"ત્યાં કોણ છે પિતા?"

"સાંભળ્યું છે કે કયાંનાએ એક રાજા સન્યાસી થઇને અહિં રહે છે."

"રાજા સન્યાસી શા માટે થયા પિતા!"

ફકીરે કહયું, "જાણતો નથી બેટા, કદાચ તેના પોતાના સગા ભાઇએ લશ્કર લઇને તેને ગામડાના એક કૂતરાની પેઠે દેશમાંથી હાંકી કાઢયો હશે. રાજય અને સુખ સંપતથી તેને રસ્તામાં કાઢી મૂકયો હશે. હમણાં કદાચ કેવળ ગરીબાઇની નાની અંધકાર ઝુંપડી તથા સન્યાસીનાં ગેરવા વસ્ત્ર પૃથિવમાં તેને એક માત્ર છૂપાવાની જગા હશે. પોતાના ભાઇનાં વિદ્વેષથી કયાં પણ રક્ષા થતી નથી."

આવું કહીને ફકીરે હૃદયપરથી પોતાના હોઠપર દાંત દાબીને હૃદયનો આવેગ દમન કર્યો. મોટા છોકરાએ પૂછ્યું, "બાપા, એ સન્યાસી કિયા દેશનો રાજા હતો?"

ફકીરે કહ્યું, "તે હું જાણતો નથી બેટા."

"જો આપણને આશ્રય નહિ આપે તો ?"

"તો આપણે ઝાડ નીચે સુઇશું. બીજું આપણે રહેવાનું સ્થાન ક્યાં છે?"

સાંઝે દુર્ગમાં સન્યાસી તથા ફકીરની મુલાકાત થઇ. બેઉ આશ્ચર્ય પામ્યા. ગોવિંદમાણિક્યે જોયું તો ફકીર તેને ફકીર તરીકે જણાયો. નાની નાની સ્વાર્થપર વાસનાથી હૃદયને ખેંચીને એક માત્ર મોટા ઉદ્દેશમાં સ્થાપન કર્યાથી મોંપર એક જાતની જવાળા વિહીન વિમળ જ્યોતિ પ્રકાશ આપે છે તે ફકીરના મોંપર દેખાતી નથી. ફકીર સર્વદા સતર્કિત સચકિત છે, તેના હૃદયની તૃષિત વાસનાઓ તેની બે જવલંત આંખથી જાણે અગ્નિ પાન કરે છે. અધીર હિંસા તેના દૃઢ બંધ હોઠ એને દૃઢ લગ્ન દાંતમાં વિફલથી પ્રતિહત થઇને ફરીથી જાણે હૃદયના અંધકાર ગહવરમાં પ્રવેશ કરીને પોતાને પોતે દંખે છે. સાથે ત્રણ બાળકો છે, તેઓનાં અત્યંત સુકુમાર સુંદર થાકેલાં શરીર તથા એક જાતનો ગર્વિત સંકોચ જોઇને જણાય છે કે તેઓને જન્મથી અતિ સયત્નથી સન્માનના શિકાર ઉપર રાખવામાં આવ્યા હતા. આ પહેલાંજ તેઓએ જમીન ઉપર પગ મૂક્યા છે, ચાલવા જતાં ચરણની આંગળીમાં ધૂળ વળગે તેઓને પહેલેથી જાણવામાં નહોતું, પૃથ્વિના આ ધૂળમય મલિન દારિદ્રયથી દરેક પગલે પૃથ્વિ ઉપર તેઓને ધિક્કાર ઉત્પન્ન થાય છે. મછબન્ય તથા માટીનો પ્રલેદ જોઇને પ્રતિપદે તેઓ પૃથ્વિને તિરસ્કાર કરે છે. પૃથ્વિએ જાણે તેઓનાં ઉપર વિશેષ વેરભાવ રાંખીને પોતાનો મોટો કિનખાબનો જબ્બો સમેટી રાખ્યો છે. બધું જાણે તેઓની પાસે અપરાધ કરે છે. ગરીબ જે ભિક્ષા કરવા માટે તેનો મલીન પોશાક લઇને તેઓની પાસે જવાની હિમ્મત કરે છે એથી કેવળ તેમની બીજા સાથેની સ્પર્દ્ધા પૂરી થાય છે. ધિક્કાર પાત્ર કૂતરો કદાચ પાસે આવે એ માટે લોકો જેમ રોટલાનો કકડો દૂર ફેંકે છે, તેમ એઓ પણ ભૂખ્યા મલિન ભિક્ષુકને જોયાથી દૂરથી મોં ફેરવીને એક મૂઠી પૈસા બમર હરકતે નાંખી શકે છે. તેઓની આંખે ઘણી પૃથ્વિનો એક રીતનો સામાન્ય ભાવ તથા થોડાક છિન્ન વસ્ત્ર જાણે કેવળ એક મોટી ભાઈબંધી

ની વસ્તુ છે, તેઓ જે પૃથ્વિમાં સુખી તથા સંમાનિત થતા નથી એ કેવળ પૃથ્વિનો દોષ છે. ગોવિંદમાણિકયે બરાબર આટલોજ વિચાર કર્યો હતો એવું નહોતું. તે લક્ષણ જોઈને સમજ્યો હતો કે આ ફકીર, આને પોતાની વાસનાઓ વિસર્જન કરીને સંતોષ તથા સુસ્થ થઈને જગતનું કામ કરવા નીકળ્યો છે તેમ નથી, એણે કેવળ પોતાની વાસના તૃપ્ત કરી નથી તેથી ગુસ્સે થઇને આખા જગતના ઉપર વિમુખ થઇને બહાર પડ્યો છે. તે જે ચાહે છે તેજ તેને મળ્યું નથી એવો ફકીરનો વિશ્વાસ છે, અને જગત્ તેની પાસેથી જે ચહાય છે તે સુવિધા પ્રમાણે આપ્યાથીજ ચાલશે અને નહિ આપ્યાથી કંઇ હાનિ નથી. બરાબર આ વિશ્વાસ અનુસાર કામ થતું તેથી તે જગતને એકીવારે છોડીને બહાર નીકળ્યો છે.

ગોવિંદમાણિક્યને જોઇને ફકીર તો રાજા તરીકે જણાયો. સંન્યાસી તરીકે પણ જણાયો. તે આવી આશા રાખતો નહોતો. તેણે ધાર્યું હતું, કે એક મોટી પાઘડી પહેરેલો ફુલેલા માંસ પિંડનો જોઇશ નહિ તો એક દીનવેશધારી મલિન સન્યાસી, અર્થાત્ રાખ ચોપડેલો ધૂલના બિછાનામાં સૂતેલો ઉદ્ધત સ્પર્દ્ધામાન જોઇશ. પરંતુ એમાંનું કંઇ પણ જોયું નહિ. ગોવિંદમાણિક્યને જોઇને જણાયું કે તેણે જાણે બધું ત્યાગ્યુ છે, તોપણ જાણે બધું તેનુંજ છે તે કંઇ ચાહતો નથી તેથીજ જાણે મળ્યું હોયને—તેણે પોતાને આપ્યો છે તેથી મેળવ્યું છે. જ્યારે તેણે આત્મા સમર્પણ કર્યું છે ત્યારે બધું જગત પોતાની ઇચ્છાથી તેની પાસે પકડયું છે. કોઇ જાતનો આડંબર નથી તેથી તે રાજા છે, અને આખા સંસારને ઘણો નજદીક થયો છે તેથી તે સન્યાસી છે. તેથી તેણે રાજા પદ પણ ધારણ કરવુ પડ્યું નથી, સંન્યાસીનો પોશાક પણ ધારણ કરવો પડ્યો નથી.

રાજાએ પોતાના અતિથિઓની સેવા કરી તેઓએ તેની સેવા પરમ અવહેલાથી ગ્રહણ કરી એમાં જાણે તેઓનો સંપુર્ણ અધિકાર હતો. તેઓના આરામને માટે શું શું દ્રવ્ય જોઇએ તે પણ રાજાને જણાયું. રાજાએ મોટા છોકરાને સ્નેહથી પૂછ્યું, “ રસ્તામાં ચાલવાથી ઘણો થાક ચઢ્યો છે કે ? ”

બાળક તેનો સારો જવાબ નહિ આપતાં ફકીરની પાસે ઘુસવા લાગ્યો અને પાસે જઇને બેઠો. રાજાએ તેઓની તરફ જોઇને જરા હસીને કહ્યું, "તમારૂં આ સુકુમાર શરીર તો રસ્તામાં ચાલવાને માટે નથી. તમે મારા આ કિલ્લામાં રહો, હું તમને સંભાળથી રાખીશ."

રાજાના આ બોલવાનો જવાબ આપવો જોઇએ કે નહિ અને આ માણસોની જોડે બરાબર કેવી રીતે ચાલવું જોઇએ તે બાળકો વિચાર કર્યા છતાં તે નક્કી કરી શક્યાં નહિ—તેઓ ફકીરની વધારે પાસે આવીને બેઠા. જાણે ધાર્યું કે ક્યાંથી આ માણસ મેલા હાથ લંબાવીને તેઓને અહિં ચોરવા માટે આવ્યો છે.

ફકીર ગંભીર થઇને બોલ્યો, "ઠીક છે, અમે થોડા વખત સુધી તમારા આ કિલ્લામાં રહી શકીશું." રાજા ઉપર જાણે ઉપકાર કરતો હોય ને એવી રીતે ફકીરે કહ્યું, અને તેણે પોતાના મનમાં કહ્યું, "હું કોણ છું તે જો જાણત તો આ ઉપકારથી તમને આનંદની હદ રહેત નહી."

ત્રણ બાળકને રાજા કોઈ પણ રીતે હલાવી મ્હલાવી શક્યો નહિ. અને ફકીર ઘણો નિર્લિપ્ત થઇને રહયો હતો.

ફકીરે ગોવિંદમાણિક્યને પૂછયું, "મેં સાંભળ્યું છે કે તમે રાજા હતા. ક્યાંના રાજા હતા ?"

ગોવિંદમાણિક્યે કહ્યું, "ત્રિપુરાનો."

આ સાંભળીને બાળકોએ તેને ઘણોજ નાનો ધાર્યો. તેઓએ કોઇ વેળાએ ત્રિપુરાનુ નામ સાંભળ્યું નહોતું. ફકીર જરા ગભરાયેલા જેવો જણાયો. ફરી તેને પૂછ્યું, "તમારૂં રાજપાટ શી રીતે ગયું."

ગોવિંદમાણિક્ય થોડી વારસુધી મૂંગો રહયો. પછી તે બોલ્યો, "બંગાળાના નવાબ શાહસુજાએ મને રાજ્યથી દેશનીકાલ કાઢયો છે." નક્ષત્રરાયનું કંઇ પણ કહ્યું નહિ.

આ બોલવું સાંભળીને બાળકો ચમકયા, ફકીરના સામું જોવા લાગ્યા, ફકીરનું મોં લેવાઇ ગયું તેણે એકદમ કહ્યું, "આ બધું તમારા ભાઇનુ

કામ છે એવું જણાય છે! તમારા ભાઈએ તમને રાજ્યમાંથી હાંકી કાઢીને સન્યાસી કર્યા છે."

રાજા આશ્ચર્ય થઇ ગયો પછી તે બોલ્યો, "તમે આટલી વાત કયાંથી જાણી સાહેબ!" પછી તેણે ધાર્યું કે "આશ્ચર્ય તો કંઇ નથી, કોઇની પાસેથી સાંભળ્યું હશે."

ફકીરે ઝડપથી કહ્યું, "હુ કંઇ જાણતો નથી. હું કેવળ અનુમાન કરૂં છું."

રાત પડયાથી બધા સુવા ગયા. તે રાતે ફકીરને ઊંઘ આવી નહિ. જાગતો સ્વપ્ન જોવા લાગ્યો અને દરેક શબ્દથી ચમકાવા લાગ્યો.

બીજે દહાડે ફકીરે ગોવિંદમાણિકયને કહ્યું, "વિશેષ પ્રયોજન છે તેથી હવે અહિં રહેવાશે નહિ. અમે આજે અહિંથી રૂખશદ થઇશું."

ગોવિંદમાણિકયે કહ્યું, "બાળકો રસ્તામાં થાકયા પાકયા છે, એઓને કંઇક વિશ્રામ મળે તો સારૂં થાય."

બાળકો કંઇ ગુસ્સે થયા—તેઓમાથી સર્વથી મોટા છોકરાએ ફકીરની તરફ જોઇને કહ્યું, "અમે કંઇ નાના બાળક નથી, જ્યારે જરૂર પડે ત્યારે વગર હરકતે કષ્ટ સહન કરી શકીએ છીએ." ગોવિંદમાણિકયની પાસેથી તેઓ સ્નેહ ગ્રહણ કરવાને તૈયાર નથી, ગોવિંદમાણિકયે પછી કંઇ કહ્યું નહિ.

જ્યારે ફકીર જવા નીકળ્યો, ત્યારે કિલ્લામાં બીજો એક પરોણો આવી ચઢ્યો. તેને જોઇને રાજા તથા ફકીર બેઉ આશ્ચર્ય પામ્યા. ફકીર હવે શું કરવું તેનો વિચાર કરી શકયો નહિ. રાજાએ પોતાના અતિથિને પ્રણામ કર્યા. અતિથિ બીજો કોઇ નહોતો પણ રઘુપતિ હતો. રઘુપતિ રાજાના પ્રણામ ગ્રહણ કરીને બોલ્યો, "જય થાઓ."

રાજાએ જરા ગભરાઇને પૂછ્યું, "શું તમે નક્ષત્રરાયની પાસેથી આવો છો? મહારાજ, વિશેષ કંઇ ખબર લાવ્યા છો?"

રઘુપતિએ કહ્યુ, "નક્ષત્રરાય સારી પેઠે છે, તમે તેને માટે ફીકર

ગોવિંદમાણિક્ય દુઃખ કરતો હતો. સુજાનું નામ કાયમ રાખવા માટે તેણે તરવારને બદલે ઘણો પૈસો ખર્ચીને કુમિલ્લા શહેરમાં એક ઉત્કૃષ્ટ મસીદ બંધાવી હતી. તે હજીસૂધી સુજામસીદના નામથી છે.

ગોવિંદમાણિક્યનાં યત્નથી મેહેરકુલ આબાદ થયું હતું. તેણે બ્રાહ્મણોને ઘણી જમીનના તામ્ર પત્રની સનંદ લખી આપી છે. મહારાજા ગોવિંદમાણિક્યે કુમિલ્લાની દક્ષિણમાં બાતિયા ગામમાં એક તલાવ ખોદાવ્યું હતું. ઘણાં સત્કાર્યનાં અનુષ્ઠાન કરતો હતો, પણ તે પૂરાં કરી શક્યો નહિ એ માટે અનુતાપ કરીને ઇ. સ. ૧૬૬૯ માં તે મરણ પામ્યો.

---

૨૮૦૮

# નારાયણ હેમચંદ્રનાં પુસ્તકો.

## વાર્તાની ચોપડીઓ.

સ્નેહ મંદિર ... ... ૪
પ્રેમ તરંગ ... ... ૧॥
જીવન પ્રભાત ... ... ૧
જીવન સંધ્યા ... ... ૧
ફૂલની માળા ... ... ૦॥।
નર્મદા ... ... ... ૦॥।
હીરાકંઠી ... ... ... ૦॥।
શિવલાલ ... ... ... ૦॥।
લક્ષ્મી ... ... ... ૦॥।
વિષવૃક્ષ ... ... ... ૦॥।
કૃષ્ણુલાલનું વિલ ... ... ૦॥।
માણેક ... ... ... ૦॥।
નંદકોર ... ... ... ૦॥।
દુર્ગેશનંદિની ... ... ૦॥
સંન્યાસી (નથી) ... ... ૦॥
શરત્ચંદ્ર ... ... ... ૦॥
યોગજીવન ... ... ... ૦॥।
ગંગા ગોવિંદસિંહ ... ૦॥।
વૈદ્ય કન્યા ... ... ... ૦।=
ઉત્તરરામચરિત ... ... ૦।=
માલતી માધવ .. ... ૦।-
શાકુન્તલા ... ... ... ૦)≡
વિક્રમોર્વશી... ... ... ૦)≡
કમળ અથવા નંદકોરનો બીજો ભાગ ૦॥।
મા અને દીકરી ... ... ૦॥।
પ્રેમ કથા ... ... ... ૦॥।
સ્નેહકુટીર ... ... ... ૦॥।
હૃદયવિકાશ ... ... ૦।=
ઉજરાઇજનો પ્રેમ... ... ૦।=

## નાટકો.

અશ્રુમતી નાટક ... ... ૦॥
પુરુવિક્રમ નાટક ... ... ૦।

## જ્ઞાનના પુસ્તકો.

જ્ઞાન મંદિર ... ... ૪
પ્રેમ ચર્ચા... ... ... ૦॥
કેવી રીતે વંશમાં સારાં છોકરાં ઉત્પન્ન કરવા ... ... ૦।=
ગ્રંથ ચર્ચા... ... ... ૦।=
કાવ્ય ચર્ચા ... ... ૦।=
સંગીત ચર્ચા ... ... ૦।=
નાટ્ય ચર્ચા ... ... ૦।=
ઐતિહાસિક ... ... ૦।=
વિવાહતત્વસિંધુ ... ... ૦।
જીવનચરિત વિષે ચર્ચા ૦।
આપણા પૂર્વજો અને વેદના વારાનો
હિંદુઓનો ઇતિહાસ ... ૦।=
દર્શન શાસ્ત્ર વિશે ચર્ચા ૦।
સાહિત્ય ચર્ચા ... ... ૧।
વિલાયતી માળી ... ... ૦।=
બાહ્ય વસ્તુની સાથે માનવ પ્રકૃતિનો સંબંધ વિચાર ... ૦॥।
જીવજંતુ અને વનસ્પતિની અજાયબીઓ ... ... ૦।

## ધર્મ સંબંધી

ઉપનીષદ ... ... ... ૦।=
બ્રાહ્મધર્મ ... ... ... ૦।=
બ્રાહ્મધર્મનાં વ્યાખ્યાન ... ૨
કર્ત્તવ્ય કર્મ... ... ... ૦।=
આર્ય ધર્મ નીતિ ... ... ૦।-

| | |
|---|---|
| ધર્મ નીતિ... ... ... | ૦ાࣿ |
| જ્ઞાન વચન ... ... | ૦ࣿ |
| સાધન બિંદુ ... ... | ૦ા |
| Sayings of Sages... | ૧ |

**દેવકોર ગૃહ પાઠય પુસ્તકાળ-ળીના પુસ્તકો.**

| | |
|---|---|
| સ્ત્રી જાતિની સત્કીર્તિ ... | ૦ાࣿ |
| મા અને છોકરાં ... ... | ૦ા |
| સીતા વનવાસ...... ... | ૦ા |
| પ્રખ્યાત સ્ત્રીઓના ગુણ કીર્તન | ૦ા |
| માનું કર્તવ્ય ... ... | ૦ા |
| જનહિતકારિણી સ્ત્રીઓ... | ૦ા |
| કેવી રીતે બાળકને સદ્‌ગુણનું તથા મનનું શિક્ષણ આપવું | ૦ા |
| સીતા ચરિત ... ... | ૦ા |
| સદ્‌વર્તનશાલી સ્ત્રીઓ ... | ૦ા |
| વૈદ્ય કન્યા ( નવલ કથા ) | ૦ાࣿ |
| શરત્‌ચંદ્ર ( નવલ કથા ) | ૦ાા |
| સતી સ્ત્રીઓ ... ... | ૦ા |
| મા અને દીકરી. (નવલકથા) | ૦ાાા |
| લક્ષ્મી ... ( ,, ) ... | ૦ાાા |
| શિવલાલ ... ( ,, ) ... | ૦ાાા |

**સ્ત્રી ઉપયોગી પુસ્તકો.**

| | |
|---|---|
| સ્ત્રી સૌન્દર્ય મંદિર ... | ૪ |
| સ્ત્રી હિત શિક્ષા ... ... | ૦ાࣿ |
| સ્ત્રીઓનાં સારાં કામ ... | ૦ા |
| પ્રાચીનહિંદુસ્ત્રીઓનાં યશોગાન | ૦ા |
| બ્હેન ડોરાનું જીવન ચરિત | ૦ાࣿ |
| સ્ત્રી જાતિ વિષય વિવેચન | ૦ાા |
| નારી ધર્મ ... ... ... | ૦ા |
| ભારત મહિલા ... ... | ૦ાࣿ |
| ગૃહ ધર્મ ... ... ... | ૦ા |

**જીવન ચરિત્રનાં પુસ્તકો.**

| | |
|---|---|
| કીર્તિ મંદિર ... ... | ૪ |
| સ્વદેશ પ્રેમી પુરૂષો ... | ૦ાࣿ |
| વીર મંડળ ભાગ ૧ લો... | ૧ |
| વીર મંડળ ભાગ ૨ જો... | ૦ાાા |
| કેશવ ચરિત ... ... | ૦ાࣿ |
| થિએોડર પાર્કરનું જીવન ચરિત | ૦ાા |
| ફાધર ડામિયનનું જીવન ચરિત | ૦ાࣿ |
| સદ્‌વર્તનશાલી બાળકો ... | ૦ાࣿ |
| સદ્‌વર્તનશાલી સ્ત્રીઓ ... | ૦ાࣿ |
| સદ્‌વર્તનશાલી પુરૂષો ... | ૦ાࣿ |
| છોકરાંનાં સારાં કામ ... | ૦ાࣿ |
| જૉન સ્ટુઅર્ટ મિલનું જીવનચરિત | ૦ાࣿ |
| ડાકટર સામુઅલ જૉનસનનું જીવન ચરિત ... | ૦ાࣿ |
| Noble Deeds of Boys | ૦ાࣿ |
| Noble Deeds of Men | ૦ાࣿ |
| Noble Deeds of Girls and Women ... | ૦ાࣿ |
| The Light of India or Sita ... ... ... | ૧ |
| Specimens of Virtue | ૧ |
| ધાર્મિક પુરૂષો ... ... | ૦ા |
| ઉદ્યોગી પુરૂષો ... ... | ૦ા |
| આર્ય જીવન ચરિત માળા | ૦ાࣿ |
| બુદ્ધદેવ ચરિત ... ... | ૦ાࣿ |
| હજરત મહમદ સાહેબનું જીવન ચરિત ... ... ... | ૦ાા |

**બધા મુખ્ય મુખ્ય ચોપડીઓ વેચનારાઓ પાસેથી મળશે**

નારાયણ હેમચંદ્ર ગીરગામ—મુંબઈ.
નારાયણ હેમચંદ્ર અમદાવાદ.